# શ્રી જિનેન્દ્ર સ્તવનાવલી



ધી યંગમેન્સ જૈન સોસાયટી
અમદાવાદ

# શ્રી જિનેન્દ્રસ્તવનાવલી

અનેક પ્રાચીન મહાપુરૂષોના રચેલા ચૈત્યવંદન,
સ્તવન, સ્તુતિ અને પદોનો સંગ્રહ



: પ્રકાશક :
શ્રી યંગ મૅન્સ જૈન સોસાયટી.
રતનપોળ—અમદાવાદ.



પ્રથમ–આવૃત્તિ | [ પ્રતિ ૧૫૦૦

વિક્રમ સં. ૧૯૯૫ ] મૂલ્ય દસ આના [ વીર સં. ૨૪૬૫

# જ્ઞાનના પ્રેમી વાંચકોને નમ્ર વિજ્ઞપ્તિ.

૧ પુસ્તકને થૂંક લગાડવું નહિ.
૨ પુસ્તકને અશુદ્ધ વાંચવું નહિ.
૩ પુસ્તકને પટકવું કે ફેંકવું નહિ.
૪ પુસ્તકને પગ લગાડવો નહિ.
૫ પુસ્તકને પાસે રાખી વાસંચાર કરવો નહિ.
૬ પુસ્તકને પાસે રાખી ભોજન કરવું નહિ.
૭ પુસ્તકને પાસે રાખી પેશાબ કરવો નહિ.
૮ પુસ્તકને પાસે રાખી ઝાડો કરવો નહિ.
૯ પુસ્તક ઉપર બેસવું કે સુવું નહિ.
૧૦ પુસ્તકથી પવન ખાવો નહિ.
૧૧ પુસ્તકના અક્ષરને થૂંકથી ભૂંસવો નહિ.
૧૨ પુસ્તકનો અગ્નિથી નાશ કરવો નહિ.
૧૩ પુસ્તકનો પાણીથી નાશ કરવો નહિ.
૧૪ પુસ્તકનો ફાડીને કે અન્ય કોઇ પ્રકારે નાશ કરવો નહિ.
૧૫ પુસ્તકને કાલ વેલાએ ભણવું નહિ.

---

આ ચોપડી ધી મહેન્દ્ર પ્રી. પ્રેસ, રતનપોળમાં
છોટાલાલ બાલચંદ દોશીએ છાપી.

અમદાવાદની ધી યંગ મૅન્સ જૈન સોસાયટીના માનદ મંત્રી, વિસાશ્રીમાળી જ્ઞાતિના આગેવાન અને અન્ય ધાર્મિક સંસ્થાઓના વહીવટદાર જાહેર ગૃહસ્થ.

**સ્વ. શ્રી. મગનલાલ છગનલાલ**



: જન્મ : સં. ૧૯૪૧ ના વૈશાખ સુદ ૫.

: સ્વર્ગવાસ : સં. ૧૯૯૪ ના આસો વદ ૦))

# પ્રકાશકના બે બોલ



સંયોગ અને વિયોગ એ તો સંસારનો સનાતમ ક્રમ છે. જન્મ અને મૃત્યુથી નીપજતું એ નિશ્ચિત પરિણામ છે છતાંયે મોહ વિવશ દશામાં આપણે અનંત જ્ઞાનીઓએ ઉચ્ચારેલા અને પ્રતિ સમયે દ્રષ્ટિગોચર થતા એ અટલ નિયમને વિસારી દઈ ઇષ્ટ સંયોગમાં આનંદિત અને ઇષ્ટ વિયોગમાં દુ:ખિત થઈએ છીએ. જેમ આત્મામાં મોહની માત્રા વિશેષ હોય છે તેમ આનંદનો અને દુ:ખનો નાચ ચિત્રવિચિત્ર રીતે થતો જગતમાં દેખાય છે. મોહની આવી વિડંબનાથી રીબાતા અને અથડાતા આત્માઓ પ્રત્યેની કેવળ ભાવદયાથી છલકાતા હૃદયવાળા શ્રી **જિનેશ્વરદેવોએ** ભવ્યાત્માઓ માટે મોક્ષની સીધી સડક સમાન શ્રી જૈનશાસનની સ્થાપના કરી અણમોલ અને અનુપમેય ઉપકાર કર્યો છે. નાનાશા ગામ કે નગરનો રસ્તો ભૂલેલા મુસાફર પણ યોગ્ય માર્ગે ચઢાવી ઇચ્છિત સ્થાને પહોંચાડનારને ઉપકારી માને છે, એને માટે ભંડોળ અને શક્તિ પ્રમાણેના શબ્દો અને ભાવદ્વારા ઉપકાર વ્યક્ત કરે છે તો અનંત સંસારની રખડપટ્ટીમાં અટવાયેલા, ચોરાશી લાખ જીવાયોનિમાં અનંત જન્મ-મરણ કરી ત્રાસેલા, કેટલાક પ્રસંગે તો ફક્ત એક **શ્વાસોશ્વાસમાં સત્તર સત્તર ભવની** રેંટમાળે ચઢેલા અને આત્માના નૈસર્ગિક સ્થાનરૂપ મોક્ષનગરનો રસ્તો ભૂલેલા આપણે એ પવિત્ર માર્ગદર્શાવનાર શ્રી **જિનેશ્વરદેવોનો**

કેટલો મહદ્ ઉપકાર માનવો ઘટે ! અસંખ્યાતા ઈન્દ્રો અને દેવોથી પૂજાયેલા ઉપકારી શ્રી અરિહંતદેવોને જે પુણ્યાત્માઓએ આ દ્રષ્ટિએ ઓળખ્યા છે, પીછાણ્યા છે અને નાથ તરીકે સ્વીકાર્યા છે તેઓએ તો તે તારકોની સ્તવના-ભક્તિ અજબ રીતિયે કરી છે. એમના ગુણની સ્તુતિ કરતાં હૃદયના ભાવો શબ્દોમાં જેટલા અંકિત થયા તેટલા કરી દીધા છે કે જે વર્ષો થવા છતાંયે એ પદ્યોમાં-કડીઓમાં મહેકી રહ્યા છે એટલુંજ નહિ પણ અલ્પસંસારી આત્માઓના હૃદય-કમળોને ભકિતમાં લયલીન કરવાનું જાદુઇ કાર્ય આજે પણ કરી રહ્યા છે. આવાં ચૈત્યવંદનો, સ્તવનો અને સ્તુતિઓનો પ્રચાર તથા તેના સંગ્રહની અને રક્ષણની કાળજી સ્વ-પર કલ્યાણકારી હોઇ અતિ આદરણીય છે. એથી અમારી સંસ્થાના માનદ કાર્યવાહક સ્વ. ભાઈ **મગનલાલ છગનલાલ** [**શેટલી**] ના સ્મરણાર્થે આ શ્રી **જિનેન્દ્રસ્તવનાવલી** અમોએ પ્રસિદ્ધ કરી છે. સ્વ. **મગનભાઇ** સં. ૧૯૮૩ એટલે સંસ્થાના જન્મકાળથી તેની સાથે જોડાયેલા હતા અને કસોટીના કપરા કાળમાં પણ સોસાયટીના શાસનસેવાના કાર્યમાં સાથે રહી તેમણે તન-મન ધનથી સહાય આપી હતી. સમાજની મુડીના વહીવટદાર બની ખજાનચી બનવા માટેની સત્તાલોલુપી આત્માઓની પડાપડી જગ જાહેર છે જ્યારે સ્વ. **મગનભાઇએ** પોતાના પૈસા હંમેશાં સંસ્થાને ધીરીને ખજાનચી પદનો હોદ્દો જીવનના અંત સુધી ભોગવ્યો હતો એટલે દુનિયા સ્વ. ને સોસાયટીના ખજાનચી

તરીકે ઓળખતી હતી પરંતુ વાસ્તવિક રીતિયે તેઓ તો સોસાયટીના સરાફ હતા. સ્વ. ના આખાયે ધાર્મિક જીવન-ચડતરમાં **પૂ. પા. આચાર્યદેવ શ્રીમદ્ વિજયરામચંદ્ર-સૂરીશ્વરજી** મહારાજાના પ્રેરક વ્યાખ્યાનોનો મોટો હિસ્સો હતો. સ્વ. **મગનભાઈના** જીવન સહવાસના સમયમાં તેઓ દ્વારા ધર્મ-સેવાના કાર્યોમાં જે સલાહ અને પ્રેરણા મેળવ્યાં છે તે ઋણ-માંથી યતકિંચિત્ મુક્તતા મેળવવા **અમદાવાદની ધી યંગ મૅન્સ જૈન સોસાયટીની** કાર્યવાહક સમિતિ આ શ્રી **જિનેન્દ્ર-સ્તવનાવલી** પ્રસિદ્ધ કરી કૃતાર્થતા અનુભવે છે અને **સ્વ. મગનલાલ છગનલાલના** આત્માની ચિર શાન્તિ ઇચ્છે છે. અંતમાં આ પુસ્તકને શુદ્ધ બનાવવાની સમ્પૂર્ણ કાળજી રાખવા-રખાવવા છતાં દષ્ટિદોષ અને પ્રેસ દોષથી રહી ગયેલી ભૂલોનું શુદ્ધિપત્રક છપાવ્યું છે છતાં પણ કોઇ ક્ષતિ દષ્ટિપથમાં આવે તો સજ્જનો સુધારીને વાંચશે એવી આશા રાખીયે છીયે.

લિ૦

**ચીમનલાલ કેશવલાલ કડીઆ**
**ફુલચંદ કાળીદાસ શાહ**
**મંત્રીયો—ધી યંગ મૅન્સ જૈન સોસાયટી.**

સં. ૧૯૯૫ ના
આસો સુદ ૩ રવિવાર
**સોસાયટી કાર્યાલય**
રતનપોળ—**અમદાવાદ**

# પદ્યકાર મહાપુરૂષોની પવિત્ર નામાવલી.



૧ શ્રી આનંદઘનજી.
૨ ઉ. શ્રી યશોવિજયજી.
૩ ઉ. શ્રી વિનયવિજયજી.
૪ ઉ. શ્રી માનવિજયજી.
૫ શ્રી જ્ઞાનવિમલસૂરી.
૬ વાચક શ્રી ઉદયવિજયજી.
૭ પં. મોહનવિજયજી.
૮ ઋષભદાસ. [ શ્રાવક ]
૯ શ્રી રામવિજયજી.
[શ્રી સુમતિવિજયજીના]
૧૦ શ્રી રામવિજયજી
[ઉ. વિમલવિજયજીના]
૧૧ શ્રી કાન્તિવિજયજી.
૧૨ ઉ. શ્રી મેઘવિજયજી.
૧૩ શ્રી ઉદયરત્નજી.
૧૪ શ્રી ન્યાયસાગરજી.
૧૫ શ્રી દાનવિજયજી.
૧૬ શ્રી સંઘવિજયજી.
૧૭ શ્રી જશવિજયજી.
[શ્રી કનકવિજયજીના]
૧૮ શ્રી જિનવિજયજી.
૧૯ શ્રી પદ્મવિજયજી.
૨૦ શ્રી વિશુદ્ધવિજયજી.
૨૧ શ્રી વિબુધવિમલજી.
૨૨ શ્રી શુભવિજયજી.
૨૩ પં. વીરવિજયજી.
૨૪ શ્રી રૂપવિજયજી.
૨૫ શ્રી જીવવિજયજી.
૨૬ શ્રી માણેકવિજયજી.
[ માણેકમુનિ ]
૨૭ શ્રી ચિદાનંદજી.
૨૮ શ્રી આત્મારામજી.



# સમર્પણ

ગુણ અને ઉપકારથી આકર્ષાઇ શ્રી જિનેશ્વરદેવોની ભક્તિમાં ઓતપ્રોત બનેલા જે પુણ્યાત્માઓની અનુપમ પદ્યકૃતિયો આ શ્રી **જિનેન્દ્રસ્તવનાવલીમાં** સંગ્રહવામાં આવી છે તે સ્વ-પર કલ્યાણમાટે બનો એ ભાવના સાથે આ પુસ્તક એજ શાસનસમર્પિત પૂ. પા. આચાર્યાદિ મુનિરાજોને સમર્પણ કરીએ છીએ.

**પ્રકાશક.**

# આભાર

શ્રી **જિનેન્દ્રસ્તવનાવલીની** પ્રસિદ્ધિ મુખ્યતયા સિદ્ધાંતમહોદધિ પૂ. પા. ૧૦૦૮ આચાર્યદેવ શ્રી વિજયપ્રેમસૂરીશ્વરજી મહારાજાના પરમવિનેય શિષ્ય-રત્ન વ્યા. વા. પૂ. પા. ૧૦૦૮ આચાર્યદેવ શ્રી વિજયરામચંદ્રસૂરીશ્વરજી મહારાજાના શિષ્યરત્નોના અનહદ શ્રમ અને પ્રેરણાને આભારી છે જેથી તેઓ-શ્રીનો અને અન્ય જે બંધુઓએ સહાય આપી છે તે સર્વનો અમો અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ.

પ્રકાશક.

# શુદ્ધિપત્રક

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩ | ૧૦ | સમ્યક | સમ્યક્ |
| ૩ | ૧૩ | સુધીરમ | સુધીરમ્ |
| ૧૩ | ૧૭ | સમક્તિ | સમકિત |
| ૧૬ | ૫ | કહિયે | કહિયે |
| ૨૦ | ૧૨ | દીપે | દીસે |
| ૨૩ | ૧ | હું અર્થાં તુ | [એ અર્થાં હું] |
| ૩૨ | ૧૨ | લાખવીશ | લાખ વીશ |
| ૫૪ | ૧૬ | અંગે | સંગે |
| ૬૦ | ૧૨ | ત્રેંહાલી | [નેહાલી] |
| ૧૦૬ | ૨૧ | અરજ | અજર |
| ૧૦૮ | ૧૮ | ગતિને | [ગતિ મેં] |
| ૧૧૨ | ૨૨ | ને | ન |
| ૧૩૨ | ૮ | સત | શત |
| ૧૪૨ | ૨ | મારૂદેવીના | મરૂદેવીના |
| ૧૯૮ | ૧૫ | અચિરે અચિરે | અચરે અચરે |
| ૨૦૮ | ૯ | કદંબં | કદંબ |
| ૨૨૨ | ૧૯ | રીતે | તીરે |
| ૨૨૩ | ૫ | વધાવે | વધાવ્યો |
| ૨૨૩ | ૫ | ઉલ્લાસે | લાજે |
| ૨૩૫ | ૧૧ | સાનિધ્ય | સાન્નિધ્ય |
| ૨૩૮ | ૩ | ફરી | [ફેરી] |
| ૨૩૮ | ૭ | તિર્યચનો | તિર્યંચનો |
| ૨૩૮ | ૧૦ | નારી | [નાર] |
| ૨૪૭ | ૪ | જિણુદ | જિણંદ |
| ૨૫૬ | ૮ | શુ | શું |
| ૨૭૧ | ૧૧ | શા | શાં |
| ૨૯૨ | ૧ | લુંબ | ધુંબ |
| ૨૯૨ | ૪ | ધ્રાખે | ધોખે |
| ૨૯૮ | ૪ | વરે | કરે |
| ૨૯૯ | ૭ | પૂણે | પૂર્ણે |

ઉપર જે શબ્દો કાટખુણા કૌંસમાં મૂકેલા છે તે અમોને શુદ્ધ લાગવાથી મૂળમાં ફેરફાર નહિ કરી અત્રે આપેલ છે.

# વિષયાનુક્રમ.

| વિષય | પૃષ્ઠ |
|---|---|

જગતના અવનવા સાથે જન સમાજના
વિસ્તૃત સમાચારો ઘેર ઘેર પહોંચાડનારૂં,
સસ્તામાં સસ્તું, હિંદભરમાં પ્રચાર
પામેલું સાધન

## ધી યંગ મૅન્સ જૈન સોસાયટીનું
## પાક્ષિક મુખપત્ર.

# દુન્દુભિ

તંત્રી—ચીમનલાલ કેશવલાલ કડીઆ.

વાર્ષિક લવાજમ: ટ. ખ. સાથે ફક્ત રૂા. ૧-૮-૦

પ્રત્યેક જૈને ઘરમાં વસાવવુંજ જોઇએ.

લખો:—દુન્દુભિ કાર્યાલય.

૩૦/૧ રતનપોળ, અમદાવાદ.

વાંચો અને વંચાવો

# શ્રી જૈન પ્રવચન

પૂ. પા. પરમ શાસનપ્રભાવક વ્યા. વા. આચાર્યદેવ શ્રીમદ્ વિજયરામચન્દ્ર સૂરીશ્વરજી મહારાજાનાં પ્રવચનોનો સાર પ્રગટ કરતું સાપ્તાહિક.

-: વાર્ષિક લવાજમ :-

હિન્દમાં.......................રૂા. ૩-૧૨-૦

હિન્દ બહાર.................રૂા. ૫—૮-૦

લખો:-

શ્રી જૈન પ્રવચન કાર્યાલય.

રતનપોળ : અમદાવાદ.

ઈડર રાજ્યની ઉત્તરે અને મેવાડ-મારવાડની સરહદ પર આવેલું પ્રાચીન તીર્થ

# શ્રી મોટા પોશીનાજી

## ની યાત્રાર્થે જરૂર પધારો.

ત્યાંના ભવ્ય જિનાલયોના ઉદ્ધારનું કાર્ય ચાલુ છે.

## તાત્કાલિક મદદની જરૂર છે.

### અવશ્ય મદદ કરો.

શ્રી મોટા પોશીનાજી તીર્થની યાત્રાએ જવા માટે અમદાવાદ-પ્રાંતિજ રેલ્વેના ખેડબ્રહ્મા સ્ટેશને ઉતરવું. ત્યાંથી મોટરો મળે છે. મેતા છગનલાલ દેવચંદ. ખેડબ્રહ્મા એ સીરનામે અગાઉથી ખબર આપવાથી દરેક વ્યવસ્થા થશે.

મદદ મોકલવાનું સ્થળ:—

## ધી યંગ મૅન્સ જૈન સોસાયટી.

૩૦/૧ રતનપોળ : અમદાવાદ.

श्रीचिन्तामणिपार्श्वनाथाय नमः

# શ્રી જિનેન્દ્ર સ્તવનાવલી

## પ્રભુસન્મુખ બોલવા લાયક સ્તુતિઓ.

શ્રીચિન્તામણિપાર્શ્વ! વિશ્વજનતા- સંજીવનસ્ત્વં મયા,
દૃષ્ટસ્તાત ! તતઃ શ્રિયઃ સમભવન્નાશક્રમાચક્રિણઃ।
મુક્તિઃ ક્રીડતિ હસ્તયોર્બહુવિધં, સિદ્ધં મનોવાઞ્છિતમ્,
દુર્દૈવં દુરિતં ચ દુર્દિનભયં, કષ્ટં પ્રણષ્ટં મમ ॥ ૧ ॥

નેત્રાનન્દકરી ભવોદધિતરી, શ્રેયસ્તરોમંઞ્જરી,
શ્રીમદ્ધર્મમહાનરેન્દ્રનગરી, વ્યાપલ્લતાધૂમરી।
હર્ષોત્કર્ષશુભપ્રભાવલહરી, રાગદ્વિષાં જિત્વરી,
મૂર્તિઃ શ્રીજિનપુઙ્ગવસ્ય ભવતુ, શ્રેયસ્કરી દેહિનામ્
॥ ૨ ॥

કિં ! કર્પૂરમયં સુધારસમયં, કિં ! ચન્દ્રરોચિર્મયમ્,
કિં ! લાવણ્યમયં મહામણિમયં, કારુણ્યકેલિમયમ્।

વિશ્વાનન્દમયં મહોદયમયં, શોભામયં ચિન્મયમ્,
શુક્લધ્યાનમયં વપુર્જિનપતેર્ભૂયાદ્ ભવાલમ્બનમ્ ॥૩॥
ઐન્દ્રશ્રેણિનતા પ્રતાપભવનં, ભવ્યાઙ્ગિનેત્રામૃતમ્,
સિદ્ધાન્તોપનિષદ્વિચારચતુરૈઃ, પ્રીત્યા પ્રમાણીકૃતા ।
મૂર્તિઃ સ્ફૂર્તિમતી સદા વિજયતે, જૈનેશ્વરી વિસ્ફુરન્-
મોહોન્માદઘનપ્રમાદમદિરામત્તૈરનાલોકિતા ॥ ૪ ॥

કિં ! પીયૂષમયી કૃપારસમયી, કર્પૂરપારીમયી,
કિં!વાનન્દમયી મહોદયમયી, સદ્ધ્યાનલીલામયી ।
તત્ત્વજ્ઞાનમયી સુદર્શનમયી, નિસ્તન્દ્રચન્દ્રપ્રભા-
સારસ્ફારમયી પુનાતુ સતતં, મૂર્ત્તિસ્ત્વદીયા સતામ્ ॥૫॥
શ્રીમદ્ગુર્જરદેશભૂષણમણિં, સર્વજ્ઞતાધારકમ્,
મિથ્યાજ્ઞાનતમઃપલાયનવિધાવુદ્યત્પ્રભં તાયિનમ્ ।
પાર્શ્વસ્થાયુકપાર્શ્વયક્ષપતિના, સંસેવ્યપાર્શ્વદ્વયમ્,
**શ્રીશઙ્ખેશ્વરપાર્શ્વનાથ**મહમાનન્દેન વન્દે સદા
॥ ૬ ॥

શ્રીશેઢીતટિનીતટે પુરવરે, શ્રીસ્તમ્ભને સ્વર્ગિરૌ
શ્રીપૂજ્યાભયદેવસૂરિવિબુધાધીશૈઃ સમારોપિતઃ ।
સંસિક્તઃ સ્તુતિભિર્જલૈઃ શિવફલઃ, સ્ફુર્જત્ફણાપલ્લવઃ,
**પાર્શ્વઃ** કલ્પતરુઃ સ મે પ્રથયતાં, નિત્યં મનોવાઞ્છિતમ્
॥ ૭ ॥

નિત્યાનન્દપદપ્રયાણસરણિઃ, શ્રેયોવનીસારણી,
સંસારાર્ણવતારણૈકતરણિ-ર્વિશ્વર્દ્ધિવિસ્તારિણી ।
પુણ્યાઙ્કુરભરપ્રરોહધરણિ-ર્વ્યામોહસંહારિણી,
પ્રીત્યૈ કસ્ય ન તેઽખિલાર્તિહરણી; મૂર્તિર્મનોહારિણી ॥૮॥

શ્રેયઃસંકેતશાલા સુગુણપરિમલૈર્જેયમન્દારમાલા,
છિન્નવ્યામોહજાલા પ્રમદભરસરઃપૂરણે મેઘમાલા ।
નમ્રશ્રીમન્મરાલા વિતરણકલયા નિર્જિતસ્વર્ગિશાલા,
ત્વન્મૂર્તિઃ શ્રીવિશાલા વિદલતુ દુરિતં નન્દિતક્ષોણિપાલા
॥ ૯ ॥

સમ્યક્સુરેન્દ્રકૃતસંસ્તુતિપાદપદ્મ-
મુદ્દામકામકરિરાજકઠોરસિંહમ્ ।
સદ્ધર્મદેશકવરં વરદં નતોઽસ્મિ,
વીરં વિશુદ્ધતરબોધનિધિં સુધીરમ ॥ ૧૦ ॥

દિટ્ઠે તુહ મુહકમલે, તિન્નિવિ નટ્ઠાઇં નિરવસેસાઇં ।
દારિદ્દં દોહગ્ગં, જમ્મંતરસંચિયં પાવં ॥ ૧૧ ॥

અદ્ય મે સફલં જન્મ, અદ્ય મે સફલા ક્રિયા ।
અદ્ય મે સફલં ગાત્રં, જિનેન્દ્ર ! તવ દર્શનાત્ ॥૧૨॥

ધન્યોઽહં કૃતપુણ્યોઽહં, નિસ્તીર્ણોઽહં ભવાર્ણવાત્ ।
અનાદિભવકાન્તારે, દૃષ્ટો યેન શ્રુતો મયા ॥ ૧૩ ॥

કલ્યાણપાદપારામં, શ્રુતગઙ્ગાહિમાચલમ્ ।
વિશ્વામ્ભોજરવિં દેવં, વન્દે **શ્રીજ્ઞાતનન્દનમ્** ॥૧૪॥
તવ પ્રેષ્યોઽસ્મિ દાસોઽસ્મિ, સેવકોઽસ્મ્યસ્મિ કિઙ્કરઃ।
ઓમિતિ પ્રતિપદ્યસ્વ, નાથ ! નાતઃ પરં બ્રુવે ॥ ૧૫ ॥
જન્મવાનસ્મિ ધન્યો સ્મિ, કૃતકૃત્યોઽસ્મિ યન્મુહુઃ ।
જાતોઽસ્મિ ત્વદ્ગુણગ્રામ-રામણીયકલમ્પટઃ ॥ ૧૬ ॥
જયાખિલજગન્નાથ ! જયવિશ્વાભયપ્રદ ! ।
જય પ્રથમતીર્થેશ ! જય સંસારતારક ! ॥ ૧૭ ॥
દર્શનાદ્ દુરિતધ્વંસી, વન્દનાદ્ વાઞ્છિતપ્રદઃ ।
પૂજનાત્ પૂરકઃ શ્રીણાં, જિનઃ સાક્ષાત્ સુરદ્રુમઃ ॥૧૮॥
જિનેભક્તિર્જિનેભક્તિ-ર્જિનેભક્તિર્દિનેદિને
સદા મેઽસ્તુ સદા મેઽસ્તુ, સદા મેઽસ્તુ ભવેભવે ॥ ૧૯॥

## સાથીઓ કરતી વખતે ચિંતવવાનું ।

ચિહુંગતિ ભ્રમણ સંસારમાં, જન્મ મરણ જંજાળ;
અષ્ટકર્મનિવારીને, માગું મોક્ષફળ સાર ૧

**દ્રવ્યપૂજા વિધિપૂર્વક કર્યા બાદ ભાવપૂજા કરવી.**

## ચૈત્યવંદન વિધિ.

ત્રણ ખમાસમણ દેવા.
ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ ચૈત્યવંદન કરૂં ? ઇચ્છં.

સકલકુશલવલ્લી,–પુષ્કરાવર્ત્તમેઘો,
દુરિતતિમિરભાનુઃ, કલ્પવૃક્ષોપમાનઃ ।
ભવજલનિધિપોતઃ, સર્વસંપત્તિહેતુઃ,
સ ભવતુ સતતં વઃ, શ્રેયસે શાંતિનાથઃ ॥ ૧ ॥

પછી બીજું ચૈત્યવંદન બોલીને જંકિંચિ, નમોત્થુણં, જાવંતિ ચેઇયાઇં, ખમાસમણ, જાવંત કેવિસાહૂ, નમોર્હત્ કહી સ્તવન કહેવું. પછી જયવીયરાય કહી ઉભા થઈ અરિહંતચેઇઆણં કહી અન્નત્થ કહી એક નવકારનો કાઉસગ્ગ કરી નમોર્હત્ બોલી થોય બોલી એક ખમાસમણ દેવું.



# શ્રી આદિનાથસ્વામીના ચૈત્યવંદન. ૨

## (૧)

આદિદેવ અલવેસરૂ, વિનીતાનો રાય;
નાભિરાયા કુલમંડણો, મરૂદેવા માય. ૧
પાંચશેં ધનુષની દેહડી, પ્રભુજી પરમ દયાલ;
ચોરાશી લખ પૂર્વનું, જસ આયુ વિશાળ. ૨
વૃષભ લંછન જિન વૃષધરૂએ, ઉત્તમગુણ મણિખાણ;
તાસ પદ **પદ્મ** સેવન થકી, લહીએ અવિચળ ઠાણ.૩

## (૨)

સર્વારથ સિદ્ધે થકી, ચવિયા આદિ જિણંદ;
પ્રથમ રાય વિનીતા વસે, માનવગણ સુખકંદ. ૧
યોનિ નકુલ જિણંદને, [૧]હાયન એક હજાર;
મોનાતીતે કેવલી, વડ હેઠે નિરધાર. ૨
ઉત્તરાષાઢા જન્મ છે એ, ધનરાશિ અરિહંત;
દશ સહસ્સ પરિવારશું, **વીર** કહે શિવકંત. ૩



---

૧ વરસ.

# શ્રી આદિનાથસ્વામીના સ્તવનો. ૫

## (૧)

( તારહો તાર પ્રભુ એ દેશી )

રૂષભજિનરાજ મુજ આજદિન અતિ ભલો,
ગુણ નીલો જેણે તુજ નયણ દીઠો;
દુઃખ ટલ્યાં સુખ મલ્યાં સ્વામી તુજ નિરખતાં,
સુકૃત સંચય હુઓ પાપ નીઠો. રૂષભ૦ ૧

કલ્પ શાખી ફલ્યો કામ ઘટ મુજ મલ્યો,
આંગણે અમીયનો મેહ વૂઠો;
મુજ મહીરાણ મહી-ભાણ તુજ દર્શને,
ક્ષય ગયો કુમતિ અંધાર જૂઠો. રૂષભ૦ ૨

કવણ નર કનક મણિ છોડી તૃણ સંગ્રહે ?
કવણ કુંજર તજી કરહ લેવે ?
કવણ બેસે તજી કલ્પતરૂ બાઉલે ?
તુજ તજી અવર સુર કોણ સેવે ? રૂષભ૦ ૩

એક મુજ ટેક સુવિવેક સાહિબ સદા,
તુજ વિના દેવ દૂજો ન ઇહું;
તુજ વચન-રાગ સુખ સાગરે ઝીલતો,
કર્મભર ભ્રમ થકી હું ન બીહું. રૂષભ૦ ૪

કોડી છે દાસ વિભુ ! તાહરે ભલભલા,

માહરે દેવ તું એક પ્યારો;
પતિત પાવન સમો જગત ઉદ્ધારકર,
મહેર કરી મોહે ભવ જલધિ તારો. ઋષભ૦ ૫
મુક્તિથી અધિક તુજ ભક્તિ મુજ મન વસી,
જેહશું સબળ પ્રતિબંધ લાગો;
ચમક પાષાણ જિમ લોહને ખેંચશ્યે,
મુક્તિને સહજ તુજ ભક્તિ રાગો. ઋષભ૦ ૬
ધન્ય! તે કાય જેણે પાય તુજ પ્રણમિયે,
તુજ થુણે જેહ ધન્ય! ધન્ય! જીહા;
ધન્ય તે હૃદય જેણે તુજ સદા સમરતાં,
ધન્ય! તે રાત ને ધન્ય! દીહા. ઋષભ૦ ૭
ગુણ અનંતા સદા તુજ ખજાને ભર્યા,
એક ગુણ દેત મુજ શું વિમાસો;
રયણ એક દેત શી હાણ રયણાયરે?
લોકની આપદા જેણે નાસો. ઋષભ૦ ૮
ગંગ સમ રંગ તુજ કીર્તિ કલ્લોલિની,
રવિ થકી અધિક તપ-તેજ તાજો;
**નયવિજય વિબુધ** સેવક હું આપરો,
**જસ** કહે અબ મોહે બહુ નિવાજો. ઋષભ૦ ૯



(૨)

( જગજીવન જગવાલહો એ દેશી )

જગચિંતામણી જગગુરૂ, જગત શરણ આધાર; લાલરે,
અઢાર કોડા કોડી સાગરે, ધર્મ ચલાવણ હાર. લાલરે.
જગ૦ ૧

અષાઢ વદી ચોથે પ્રભુ, સ્વર્ગથી લીએ અવતાર; લાલરે,
ચૈતર વદી આઠમ દિને, જનમ્યા જગદાધાર. લાલરે.
જગ૦ ૨

પાંચશેં ધનુષની દેહડી, સોવન વરણ શરીર; લાલરે,
ચૈતર વદી આઠમે લીયે, સંજમ મહાવડવીર. લાલરે.
જગ૦ ૩

ફાગણ વદી અગ્યારશે, પામ્યા પંચમ નાણ; લાલરે,
મહા વદી તેરશે શિવવર્યા, યોગ નિરોધ કરી જાણ. લાલરે.
જગ૦ ૪

લાખ ચોરાશી પૂરવતણું, જિનવર ઉત્તમ આય; લાલરે,
**પદ્મવિજય** કહે પ્રણમતાં, વહેલું શિવ સુખ થાય. લાલરે.
જગ૦ ૫



(૩)

( દુઃખ દોહગ દૂરે ટળ્યાંરે એ દેશી )

જ્ઞાન રયણ રયણાયરૂરે, સ્વામી શ્રી રૂષભ જિણંદ;
ઉપગારી અરિહા પ્રભુરે, લોક લોકોત્તરાનંદરે.
ભવિયાં ભાવે ભજો ભગવંત.
મહિમા અતુલ અનંતરે, ભવિયાં ભાવે ભજો ભગવંત.
એ આંકણી. ૧

તિગ તિગ આરક સાગરૂરે, કોડા કોડિ અઢાર;
યુગલા ધર્મ નિવારીયોરે, ધર્મ પ્રવર્તનહારરે. ભ૦ ૨

જ્ઞાનાતિશયે ભવ્યનારે, સંશય છેદનહાર;
દેવ નરા તિરિ સમજીયારે, વચનાતિશય વિચારરે. ભ૦૩

ચાર ઘને મઘવા સ્તવેરે, પૂજાતિશય મહંત;
પાંચઘને યોજન ટલેરે, કષ્ટએ તૂર્ય પ્રસંતરે. ભ૦ ૪

યોગક્ષેમંકર જિનવરૂરે, ઉપશમ ગંગા નીર;
પ્રીતિ ભક્તિપણે કરીરે, નિત્યનમે **શુભવીરરે** ભ૦ ૫



(૪)

બાળપણે આપણ સસનેહી, રમતા નવનવ વેશે;
આજ તુમે પામ્યા પ્રભુતાઈ, અમે તો સંસારનિવેશે.
હો પ્રભુજી ઓળંભડે મતખીજો. ૧
જો તુમ ધ્યાતા શિવસુખ લહીએ, તો તુમને કેઇ ધ્યાવે;
પણ ભવસ્થિતિપરિપાક થયા વિણુ, કોઈ ન મુગતિ જાવે.
હો પ્રભુજી૦ ૨
સિદ્ધ નિવાસ લહે ભવસિદ્ધિ, તેહમાં શ્યો પાડ તુમારો;
તો ઉપગાર તુમારો વહીએ, અભવ્ય સિદ્ધને તારો.
હો પ્રભુજી૦ ૩
નાણરયણ પામી એકાંતે, થઇ બેઠા મેવાસી;
તે માંહેલો એક અંશ જો આપો, તે વાતે શાબાશી.
હો પ્રભુજી૦ ૪
અક્ષય પદ દેતાં ભવિજનને, સંકીર્ણતા નવિ થાય;
શિવપદ દેવા જો સમરથ છો, તો જશ લેતાં શું જાય.
હો પ્રભુજી૦ ૫
સેવાગુણ રંજ્યો ભવિજનને, જો તુમે કરો વડભાગી;
તો તુમે સ્વામી કેમ કહાવો, નિરમમ ને નિરાગી.
હો પ્રભુજી૦ ૬
નાભિનંદન જનવંદન પ્યારો, જગગુરૂ જગ જયકારી;
**રૂપવિબુધનો મોહન** પભણે, વૃષભ લંછન બલિહારી.
હો પ્રભુજી૦ ૭

(૫)

 રૂષભદેવ હિતકારી, જગતગુરૂ રૂષભદેવ હિતકારી;
પ્રથમ તીર્થંકર પ્રથમ નરેસર, પ્રથમ યતિ વ્રતધારી.
જગત....૧

વરસીદાન દેઈ તુમ જગમેં, ઇલતિ ઇતિ નિવારી;
તૈસી કાહી કરતુ નાહી કરૂના, સાહિબ બેર હમારી.
જગત....૨

માગત નહી હમ હાથી ઘોરે, ધન કન કંચન નારી;
દીઓ મોહે ચરનકમલકી સેવા, યાહિ લાગત મોહે પ્યારી.
જગત....૩

ભવ લીલા વાસિત સુર ડારે, તું પર સબહી ઉવારી;
મેં મેરો મન નિશ્ચલ કીનો, તુમ આણા શિરધારી.
જગત....૪

એસો સાહિબ નહિ કોઈ જગમેં, યાશું હોય દિલદારી;
દિલહી દલાલ પ્રેમકે બીચે, તિહાં હઠ ખેંચે ગમારી.
જગત....૫

તુમહી સાહિબ મેં હું બંદા, યા મત દીઓ વિસારી;
**શ્રી નયવિજય વિબુધ** સેવકકે, તુમહો પરમ ઉપકારી.
જગત....૬



# શ્રી આદિનાથ સ્વામીની સ્તુતિ જોડા ૨.

## (૧)

ત્ર્યાસીલાખ પૂરવ ઘરવાસે, વસીયા પરિકર યુક્તાજી,
જનમ થકી પણ દેવતરૂફલ, ક્ષીરોદધિજલ ભોક્તાંજી;
મઈ સુઅ ઓહિ નાણે સંયુત, નયણ વયણ કજ ચંદાજી,
ચાર સહસ્રશું દીક્ષા શિક્ષા, સ્વામી શ્રી રૂષભ જિણંદાજી. ૧
મનઃપર્યવ તવ નાણ ઉપનું, સંયત લિંગ સહાવાજી,
અઢીયદ્વીપમાં સન્નીપંચેંદ્રિય જાણે મનોગત ભાવાજી;
દ્રવ્ય અનંતા સૂક્ષ્મ તીચ્છીં અઢારસેં ખિત્ત ઠાયાજી,
પલિય અસંખમ ભાગ ત્રિકાલિક, દ્રવ્ય અસંખ્ય
પરજાયાજી. ૨
રૂષભ જિણેસર કેવલ પામી, રયણ સિંહાસન ઠાયાજી,
અનભિલપ્પ અભિલપ્પ અનંતા, ભાગ અનંત
ઉચ્ચરાયાજી;
તાસ અનંતમે ભાગે ધારી, ભાગ અનંતે સૂત્રજી;
ગણધર રચિયાં આગમ પૂજી, કરીયે જનમ પવિત્રજી. ૩
ગોમુખ જક્ષ ચક્કેસરી દેવી, સમક્તિ શુદ્ધ સોહાવેજી,
આદિ દેવની સેવ કરંતી, શાસન શોભ ચઢાવેજી;
શ્રદ્ધા સંયુત જે વ્રતધારી, વિઘન તાસ નિવારેજી,
**શ્રીશુભવીરવિજય** પ્રભુ ભગતે, સમરે નિત્ય સવારેજી.૪

(૨)

પ્રહ ઉઠી વંદુ, ઋષભદેવ ગુણુવંત,
પ્રભુ બેઠા સોહે, સમવસરણુ ભગવંત;
ત્રણુ છત્ર વિરાજે, ચામર ઢાળે ઈન્દ્ર,
જિનના ગુણુ ગાયે, સુરનર નારીના વૃંદ. ૧

બાર પર્ષદા બેસે, ઈન્દ્ર ઇંદ્રાણીરાય,
નવકમળ રચે સુર, તિહાં ઠવતા પ્રભુ પાય;
દેવ દુંદુભિ વાજે, કુસુમ વૃષ્ટિ બહુ હુંત,
એવા જિન ચોવીશે, પૂજો એકણુ ચિત્ત. ૨

જિન જોજન ભૂમિ, વાણીનો વિસ્તાર,
પ્રભુ અર્થ પ્રકાશે, રચના ગણુધર સાર;
સો આગમ સુણુતાં, છેદીજે ગતિચાર,
જિન વચન વખાણી, લીજે ભવનો પાર. ૩

જક્ષ ગોમુખ ગિરવો, જિનની ભક્તિ કરેવ,
તિહાં દેવી ચક્કેસરી, વિઘન કોડી હરેવ;
શ્રી તપગચ્છ નાયક, વિજયસેન સૂરિરાય,
તસ કેરો શ્રાવક, **રૂષભદાસ** ગુણુગાય. ૪



## શ્રી અજિતનાથ સ્વામીના ચૈત્યવંદન. ૨.

(૧)

અજિતનાથ પ્રભુ અવતર્યો, વિનીતાનો સ્વામી;
જિતશત્રુ વિજયા તણો, નંદન શિવગામી. ૧

બહોંતેર લાખ પૂરવ તણું, પાલ્યું જિણે આય;
ગજ લંછન લંછન નહિ, પ્રણમે સુર રાય. ૨

સાડા ચારશેં ધનુષનીએ, જિનવર ઉત્તમ દેહ;
પાદ પદ્મ તસ પ્રણમીએ, જિમ લહિએ શિવગેહ. ૩



(૨)

આવ્યા વિજય વિમાનથી, નયરી અયોધ્યા ઠામ;
માનવગણ રિખ રોહિણી, મુનિજનના વિશ્રામ. ૧.

અજિતનાથ વૃષરાશિએ, જનમ્યા જગદાધાર;
યોનિ ભુજંગમ ભયહરૂ, મૌને વર્ષ તે બાર. ૨.

સપ્તપરણ તરુ હેઠલેએ, જ્ઞાન મહોત્સવ સાર;
એકસહસશું શિવ વર્યા, વીર ધરે બહુ પ્યાર. ૩.



# શ્રી અજીતનાથ સ્વામીના સ્તવનો ૩

## (૧)

(મ્હારો મુજરો લોને રાજ સાહિબ શાંતિ સલુણા એ દેશી)

અજિત જિણેસર ચરણની સેવા, હેવા એ૦ હું હલિયો;
કહિયે અણ ચાખ્યો પણ અનુભવ, રસનો ટાણો મલિયો,
પ્રભુજી મહેર કરીને આજ, કાજ હમારા સારો. ૧

મૂકાવ્યો પણ હું નવિ મૂકું, ચુકું એ નવિટાણો;
ભક્તિભાવ ઉઠયો જે અંતર, તે કિમ રહે શરમાણો.
પ્રભુજી૦ ૨

લોચન શાંત સુધારસ સુભગા, મુખ મટકાળુ પ્રસન્ન;
યોગ મુદ્રાનો લટકો ચટકો, અતિશયનો અતિધન્ન.
પ્રભુજી૦ ૩

પિંડ પદસ્થ રૂપસ્થે લીનો, ચરણ કમલ તુજ ગ્રહીયાં;
ભ્રમર પરે રસ સ્વાદ ચખાવો, વિરસાં કાં કરો મહીયાં.
પ્રભુજી૦ ૪

બાળ કાળમાં વાર અનંતી, સામગ્રીયે નવિ જાગ્યો;
યૌવન કાળે તે રસ ચાખ્યો, તું સમરથ પ્રભુ માગ્યો.
પ્રભુજી૦ ૫

તું અનુભવરસ દેવા સમરથ, હું પણ અરથી તેહનો;
ચિત્તવિત્તને પાત્ર સંબંધે, અજર રહ્યો હવે કેહનો.

પ્રભુજી૦ ૬

પ્રભુની મહેરે તે રસ ચાખ્યો, અંતરંગ સુખ પામ્યો;
માનવિજય વાચક ઈમ જંપે, હુઓ મુજમન કામ્યો.
પ્રભુજી૦ ૭

( ૨ )

પ્રીતલડી બંધાણીરે અજિત જિણંદશું,
પ્રભુ પાખે ક્ષણ એકે મન ન સુહાયજો;
ધ્યાનની તાલીરે લાગી નેહ શું,
જલદ ઘટા જીમ શિવસુત વાહન દાયજો. પ્રી૦ ૧
નેહ ઘેલું મન મારૂં રે પ્રભુ અળજે રહે,
તન મન ધન એ કારણથી પ્રભુ મુજ જો;
મારે તો આધારરે સાહિબ રાવળો,
અંતરગતનું પ્રભુ આગળ કહું ગુજ્ઝ જો. પ્રી૦ ૨
સાહેબ તે સાચોરે જગમાં જાણીએ,
સેવકનાં જે સહેજે સુધારે કાજ જો;
એહવેરે આચરણે કેમ કરીને રહું,
બિરૂદ તમારો તારણ તરણ જહાજજો. પ્રી૦ ૩
તારકતા તુજ માંહેરે શ્રવણે સાંભળી,
તે ભણી હું આવ્યો છું દીન દયાળજો;
તુજ કરૂણાની લહેરે રે મુજ કારજ સરે,
શું ઘણું કહીએ જાણ આગળ કૃપાળજો. પ્રી૦ ૪

કરૂણા દ્રષ્ટિ કીધીરે સેવક ઉપરે,
ભવ ભવ ભાવઠ ભાંગી ભક્તિ પ્રસંગજો;
મન વંછિત ફલીયાંરે જિન આલંબને,
કરજોડીને **મોહન** કહે મન રંગજો. પ્રી૦ ૫

(૩)

( સુત સિદ્ધારથ ભૂપનોરે એ દેશી )

અજિતજિણંદ દયા કરોરે, આણી અધિક પ્રમોદ;
જાણી સેવક આપણોરે, સુણીયે વચન વિનોદરે.
જિનજી સેવના, ભવ ભવ તાહરી હોજોરે,
એ મન કામના–આંકણી. ૧
કર્મશત્રુ તુમે જિતીઆરે, તિમ મુજને જિતાડ;
અજિત થાઉં દુશ્મન થકીરે, એ મુજ પુરો રૂહાડરે.
જિ૦ ૨
જિતશત્રુ નૃપનંદનોરે, જિપે વયરી જેહ;
અચરિજ ઇહાં કણે કો નહિરે, અવધારો ગુણગેહરે.
જિ૦ ૩
સકલ પદારથ પામીએરે, દીઠે તુમ દિદાર;
સોભાગી મહિમાનીલોરે, વિજયામાત મલ્હારરે. જિ૦ ૪
**જ્ઞાનવિમલ** સુપ્રકાશથીરે, ભાસિત લોકાલોક;
શિવસુંદરીના વાલહારે, પ્રણમે ભવિજન થોકરે. જિ૦ ૫

## શ્રી અજિતનાથ સ્વામીની થોય.

વિજયા સુત વંદો, તેજથી જ્યું દિણંદો,
શીતલતાએ ચંદો, ધીરતાએ ગિરીંદો;
મુખ જિમ અરવિંદો, જાસ સેવે સુરીંદો,
લહો પરમાણંદો, સેવના સુખ કંદો. ૧

## શ્રી સંભવનાથ સ્વામીના ચૈત્યવંદન. ૨

(૧)

સાવત્થી નયરી ધણી, શ્રી સંભવનાથ;
જિતારિ નૃપ નંદનો, ચલવે શિવ સાથ. ૧
સેના નંદન ચંદને, પૂજો નવ અંગે;
ચારશેં ધનુષનું દેહમાન, પ્રણમો મનરંગે. ૨
સાઠલાખ પૂરવતણું એ, જિનવર ઉત્તમ આય;
તુરગ લંછન પદ પદ્મને, નમતાં શિવસુખ થાય. ૩

(૨)

સત્તમ ગેવિજ્જ ચ્યવન છે, જન્મ્યા મૃગશિર માંહિ
દેવગણે સંભવજિના, નમીયે નિત્ય ઉત્સાહી. ૧
સાવત્થી પુરી રાજીયો, મિથુન રાશિ સુખકાર;
પન્નગ યોનિ પામીયા, યોનિ નિવારણ હાર. ૨
ચોદ વરસ છદ્મસ્થમાં એ, નાણ શાલતરુ સાર;
સહસમતીશું શિવવર્યા, વીર જગત આધાર. ૩

## શ્રી સંભવનાથ સ્વામીના સ્તવનો. ૪

### [ ૧ ]

સાંભળ સાહિબ વિનતી, તું છે ચતુર સુજાણ; સનેહી.
કીધી સુજાણને વિનતી, પ્રાયે ચઢે તે પ્રમાણ. સ૦ ૧
સંભવ જિન અવધારીયે, મહેર કરી મહેરબાન; સ૦
ભવભવ ભાવઠ ભંજણો, ભક્ત વચ્છલ ભગવાન. સ૦ સં૦૨
તું જાણે વિણું વિનવે, તોહે મેં ન રહાય; સ૦
અરથી હોએ ઉતાવળો, ક્ષણ વરસાં સો થાય. સ૦ સં૦ ૩
તું તો મોટિમમાં રહે, વિનવિયેં પણ વિલંબાય; સ૦
એક ધીરો એક ઉતાવળો, ઇમ કીમ કારજ થાય.
સ૦ સં૦ ૪
મન માન્યાની વાતડી, સઘળે દીપે નેટ; સ૦
એક અંતર પેસી રહે, એક ન પામે ભેટ. સ૦ સં૦ ૫
યોગ્યાયોગ્ય જે જોયવા, તે અપૂરણનું કામ; સ૦
ખાઇના જળને પણ કરે, ગંગાજળ નિજનામ. સ૦ સં૦ ૬
કાળ ગયો બહુ વાયદે, તે તો મેં ન ખમાય; સ૦
જોગવાઇ એ ફરી ફરી, પામવી દુરલભ થાય. સ૦ સં૦ ૭
ભેદ ભાવ મુકી પરો, મુજસ્યું રમો એકમેક; સ૦
**માનવિજય** વાચક તણી, એ વિનતી છે છેક. સ૦ સં૦ ૮

(૨)

સાહિબ સાંભળો રે, સંભવ અરજ અમારી,
ભવો ભવ હું ભમ્યો રે, ન લહી સેવા તુમારી;
નરક નિગોદમાંરે, તિહાં હું બહુ ભવ ભમિયો,
તુમ વિના દુઃખ સહ્યાં રે, અહોનિશ ક્રોધે ધમધમિયો.
સા૦ ૧

ઇંદ્રિયવશ પડયો રે, પાલ્યાં વ્રત નવિ સૂંસે,
ત્રસ પણ નવિ ગણ્યા રે, હણીયા થાવર હૂંસે;
વ્રત ચિત્ત નવિ ધર્યાં રે, બીજું સાચું ન બોલ્યું,
પાપની ગોઠડી રે, તિહાં મેં હઇડલું ખોલ્યું.
સા૦ ૨

ચોરી મેં કરી રે, ચઉવિહ અદત્ત ન ટાલ્યું,
શ્રીજિન આણશું રે, મેં નવિ સંજમ પાલ્યું;
મધુકર તણી પરે રે, શુદ્ધ ન આહાર ગવેષ્યો,
રસના લાલચે રે, નીરસ પિંડ ઉવેખ્યો.
સા૦ ૩

નરભવ દોહિલો રે, પામી મોહવશ પડિયો,
પરસ્ત્રી દેખીને રે, મુજ મન તિહાં જઇ અડિયો;
કામ ન કો સર્યાં રે, પાપે પીંડ મેં ભરીઓ,
શુદ્ધ બુદ્ધ નવિ રહી રે, તેણે નવિ આતમ તરીઓ.
સા૦ ૪

લક્ષ્મીની લાલચે રે, મેં બહુ દીનતા દાખી,
તો પણ નવિ મલી રે, મલી તો નવિ રહી રાખી;
જે જન અભિલખેરે, તે તો તેહથી નાસે,
તૃણસમ જે ગણે રે, તેહને નિત રહે પાસે. સા૦ ૫
ધનધન તે નરા રે. એહનો મોહ વિછોડી,
વિષય નિવારીને રે, જેહને ધર્મમાં જોડી;
અભક્ષ તે મેં ભખ્યા રે, રાત્રિ ભોજન કીધાં,
વ્રત નવિ પાળીયાં રે, જેહવાં મૂળથી લીધાં. સા૦ ૬
અનંત ભવ હું ભમ્યો રે, ભમતાં સાહિબ મળીયો,
તુમ વિણ કોણ દિયે રે, બોધિ રયણ મુજ બળીયો;
સંભવ આપજો રે, ચરણ કમળ તુમ સેવા,
નય એમ વિનવે રે, સુણજો દેવાધિદેવા. સા૦ ૭

( ૩ )

(મ્હારો મુજરો લોને રાજ સાહિબ શાંતિસલુણા એ દેશી)
સમકિત દાતા સમકિત આપો, મન માંગે થઇ મીઠું;
છતિ વસ્તુ દેતાં શું સોચો, મીઠું જે સહુએ દીઠું.
પ્યારા પ્રાણથકી છો રાજ, સંભવ જિનવર મુજને.
આંકણી. ૧
ઈમ મત જાણો જે આપે લહીએ, તે લાધું શું લેવું;
પણ પરમારથ પ્રીછી આપે, તેહજ કહીયેં દેવું. પ્યા૦ ૨

હું અર્થી તું અર્થ સમર્પક, ઇમિ મત કરજ્યો હાંસું;
પ્રગટ હતું તુજને પણ પહેલાં, એ હાંસાનું પાસું.
પ્યા૦ ૩

પરમ પુરૂષ તુમે પ્રથમ ભજીને, પામ્યા ઇમ પ્રભુતાઈ;
તેણે રૂપે તુમને એ ભજીએ, તેણે તુમ હાથે વડાઈ.
પ્યા૦ ૪

તુમે સ્વામી હું સેવા કામી, મુજરે સ્વામી નિવાજે;
નહિ તો હઠ માંડી માંગંતાં, કિણવિધ સેવક લાજે.
પ્યા૦ ૫

જ્યોતે જ્યોતિ મિલે મત પ્રીછો, કુણ લહેશે કુણ ભજશે;
સાચી ભક્તિ તે હંસ તણી પરે, ખીર નીર નય કરશે.
પ્યા૦ ૬

ઓલગ કીધી લેખે આવી, ચરણ ભેટ પ્રભુ દીધી;
રૂપ વિબુધનો **મોહન** પભણે, રસના પાવન કીધી.
પ્યા૦ ૭



(૪)

( જગજીવન જગવાલહો એ દેશી )

માતા સેના જેહની, તાત જિતારિ ઉદાર લાલરે;
હેમ વરણુ હય લંછનો, સાવત્થી શણુગાર લાલરે.
સંભવ ભવભય ભંજણો. આંકણી. ૧

સહસ પુરૂષશું વ્રત લીયે, ચારશેં ધનુશત માન લાલરે;
સાઠ લાખ પૂરવ ધરે, આયુષ્ય સુગુણુ નિધાન લાલરે.
સં૦ ૨

હોય લાખ મુનિવર ભલા, પ્રભુજીનો પરિવાર લાલરે;
ત્રણુ લાખ વર સંયતી, ઉપર છત્રીશ હજાર લાલરે.
સં૦ ૩

સમેત શિખર શિવપદ લહ્યું, કરે મહોચ્છવ દેવ લાલરે;
દુરિતારિ શાસન સુરી, ત્રિમુખ યક્ષ કરે સેવ લાલરે.
સં૦ ૪

તું માતા તું મુજ પિતા, તું બંધવ ત્રિહું કાળ લાલરે;
**શ્રી નયવિજય વિબુધ** તણો, શિષ્ય કહે દુઃખ ટાલ.
લાલરે. સં૦ ૫



## શ્રી સંભવનાથ સ્વામીની થોય.

સંભવ સ્વામી સેવીએ, ધન્ય સજ્જન દીહા,
જિન ગુણ માળા ગાવતા, ધન્ય તેહની જીહા;
વયણ સુગંગ તરંગમાં, ન્હાતા શિવગેહી,
ત્રિમુખસુર દુરિતારિકા, **શુભવીર** સનેહી. ૧

## શ્રી અભિનંદન સ્વામીનું ચૈત્યવંદન.

(૧)

નંદન સંવર રાયનો, ચોથા અભિનંદન;
કપિલંછન વંદન કરો, ભવ દુઃખ નિકંદન. ૧
સિદ્ધારથા જસ માવડી, સિદ્ધારથ જિનરાય;
સાડા ત્રણુસેં ધનુષ્યમાન, સુંદર જસ કાય. ૨
વિનીતા વાસી વંદીએ એ, આયુ લખ પંચાસ;
પૂરવ તસ પદ **પદ્મને**, નમતાં શિવપુર વાસ. ૩

## શ્રી અભિનંદન સ્વામીના સ્તવનો. ૪

(૧)

દીઠી હો પ્રભુ દીઠી જગગુરૂ તુજ,
 મૂરતિ હો પ્રભુ મૂરતિ મોહન વેલડીજી;
મીઠી હો પ્રભુ મીઠી તાહરી વાણી,
 લાગે હો પ્રભુ લાગે જેસી શેલડીજી. ૧
જાણું હો પ્રભુ જાણું જન્મ કયત્થ,
 જો હું હો પ્રભુ જો હું તુમ સાથે મિલ્યોજી;
સુરમણિ હો પ્રભુ સુરમણિ પામ્યો હત્થ,
 આંગણે હો પ્રભુ આંગણે મુજ સુરતરૂ ફલ્યોજી.૨
જાગ્યાં હો પ્રભુ જાગ્યાં પુણ્ય અંકુર,
 માગ્યાં હો પ્રભુ મુહ માગ્યાં પાસા ઢલ્યાંજી;
વૂઠા હો પ્રભુ વૂઠા અમીરસ મેહ,
 નાઠા હો પ્રભુ નાઠા અશુભ શુભદિન વલ્યાંજી. ૩
ભૂખ્યાં હો પ્રભુ ભૂખ્યાં મિલ્યાં ઘૃતપૂર,
 તરસ્યાં હો પ્રભુ તરસ્યાં દિવ્ય ઉદક મિલ્યાંજી;
થાકયાં હો પ્રભુ થાકયાં મિલ્યાં સુખપાલ,
 ચાહતાં હો પ્રભુ ચાહતાં સજ્જન હેજે હલ્યાંજી.૪
દીવો હો પ્રભુ દીવો નિશા વન ગેહ,
 શાખી હો પ્રભુ શાખી થલે જળ નૌ મળીજી;

કલિયુગે હો પ્રભુ કલિયુગે દુલ્લહો તુજ,
દરિશણ હો પ્રભુ દરિશણ લહ્યું આશા ફળીજી. ૫
વાચક હો પ્રભુ વાચક **જસ** તુમ દાસ,
વિનવે હો પ્રભુ વિનવે અભિનંદન સુણોજી;
કઇયે હો પ્રભુ કઇયે મ દેશ્યો છેહ,
દેજો હો પ્રભુ દેજો સુખ દરિશન તણોજી. ૬

(૨)

( રાગ સારંગ )

તુમે જોજો જોજોરે, વાણીનો પ્રકાશ તુમે જોજો જોજોરે,
ઉઠે છે અખંડ ધ્વનિ, જોજને સંભળાય;
નર તિરિ દેવ આપણી સહુ, ભાષાયે સમજાય.
તુમે૦ ૧
દ્રવ્યાદિક દેખી કરીને, નય નિખેપે જુત્ત;
ભંગ તણી રચના ઘણી કાંઈ, જાણે સહુ અદ્ભુત.
તુમે૦ ૨
પય સુધાને ઇક્ષુ વારિ, હારી જાયે સર્વ;
પાખંડી જન સાંભળીને, મુકી દીયે ગર્વ. તુમે૦ ૩
ગુણ પાંત્રીશે અલંકરી કાંઈ, અભિનંદન જિનવાણ;
સંશય છેદે મન તણા પ્રભુ, કેવળ જ્ઞાને જાણ. તુમે૦ ૪
વાણી જે જન સાંભળે તે, જાણે દ્રવ્ય ને ભાવ;
નિશ્ચયને વ્યવહાર જાણે, જાણે નિજ પર ભાવ. તુમે૦ ૫

સાધ્ય સાધન ભેદ જાણે, જ્ઞાન ને આચાર;
હેય જ્ઞેય ઉપાદેય જાણે, તત્ત્વાતત્ત્વ વિચાર. તુમે૦ ૬
નરક સ્વર્ગ અપવર્ગ જાણે, થિર વ્યયને ઉત્પાદ;
રાગ દ્વેષ અનુબંધ જાણે, ઉત્સર્ગને અપવાદ. તુમે૦ ૭
નિજ સ્વરૂપને ઓળખીને, અવલંબે સ્વરૂપ;
ચિદાનંદઘન આતમા તે, થાયે નિજ ગુણ ભૂપ.
તુમે૦ ૮
વાણીથી જિન **ઉત્તમ** કેરા, અવલંબે પદ **પદ્મ**;
નિયમા તે પર ભાવ તજીને, પામે શિવપુર સદ્મ.
તુમે૦ ૯

(૩)

( શ્રી સુપાસ જિનરાજ એ દેશી )

અકલ કળા અવિરૂદ્ધ, ધ્યાન ધરે પ્રતિબુદ્ધ, આછેલાલ,
અભિનંદન જિન ચંદનાજી;
રોમાંચિત થઇ દેહ, પ્રગટયો પૂરણ નેહ, આછેલાલ,
ચંદ્રજ્યું વન અરવિંદનાજી. ૧
એકો ક્ષણ મન રંગ, પરમપુરૂષને સંગ, આછેલાલ,
પ્રાપ્તિ હોવે સો પામીએજી;
સુગુણ સલુણી ગોઠ, જિમ સાકર ભરી પોઠ,
આછેલાલ, વિણ દામે વ્યવસાઇયેજી. ૨

સ્વામી ગુણમણિ તુજ, નિવસો મનડે મુજ, આછેલાલ,
પણ કહીંયે ખટકે નહીંજી;
જિમ રજ નયણે વિલગ્ગ, નીર ઝરે નિરવગ્ગ,
આછેલાલ, પણ પ્રતિબિંબ રહે સંસહીજી. ૩
મેં જાચ્યા કેઇ લક્ષ, તારક લોભે પ્રત્યક્ષ, આછેલાલ,
પણ કો સાચ નાવ્યો વગેજી;
મુજ બહુ મિત્રી દેખ, પ્રભુ કાં મૂકો ઉવેખ, આછેલાલ,
આતુરજન બહુ ઓળગેજી. ૪
જગ જોતાં જગનાથ, જિમતિમ આવ્યા છો હાથ,
આછેલાલ, પણ હવે રખે કુમયાકરોજી;
બીજા સ્વારથી દેવ, તું પરમારથ હેવ, આછેલાલ,
પામ્યો હવે હું પટંતરોજી. ૫
તેં તાર્યા કેઇ કોડ, તો મુજથી શી હોડ, આછેલાલ,
મેં એવડો શો અલેહણોજી;
મુજ અરદાસ અનંત, ભવની છે ભગવંત, આછેલાલ,
જાણને શું કહેવું ઘણુંજી. ૬
સેવા ફલ દ્યો આજ, ભોળવો કાં મહારાજ;
આછેલાલ, ભુખ ન ભાંગે ભામણેજી;
રૂપવિબુધ સુપસાય, **મોહન** એ જિનરાય,
આછેલાલ, ભૂખ્યો ઉમાહે ઘણોજી. ૭

(૪)

( જગજીવન જગવાલહો એ દેશી )

અભિનંદન આણંદમાં, અતિશય લીલ અનંત લાલરે;
સંવર રાયનો બેટડો, સંવર સુખ વિલસંત લાલરે.
અભિ૦ ૧

સિદ્ધારથાનો લાડલો, સિદ્ધારથ ભગવાન લાલરે;
એ જુગતું જગતી તલે, વિચરે મહિમ નિધાન લાલરે.
અભિ૦ ૨

ચાલે ગજગતિ ગેલશું, કામકેશરી કરે નાશ લાલરે;
દીપે દિનકર તેજથી, શીતળ સહજ વિલાસ લાલરે.
અભિ૦ ૩

વરસે વાણી મેઘ જ્યું, તૃષ્ણા તટિની શોષ લાલરે;
આતમ સંપદ વેલડી, ક્ષાયિક ભાવે પોષ લાલરે.
અભિ૦ ૪

બાંધ્યું ભાવના સાંકળે, મુજથી ચંચળ ચિત્ત લાલરે;
લંછન મિશ ચરણે રહ્યો, વાનર કરે વિનત્તિ લાલરે.
અભિ૦ ૫

તેરિ ગઇ ચપલાઇપણું, વારો આપ વિવેક લાલરે;
**ક્ષમાવિજય જિન** ચાકરી, ન તજું ત્રિવિધે એ ટેક
લાલરે. અભિ૦ ૬

## શ્રી અભિનંદન સ્વામીની થોય.

સંવર સુત સાચો, જાસ સ્યાદ્વાદ વાચો,
થયો હીરો જાચો, મોહને દેઈ તમાચો;
પ્રભુ ગુણ ગણ માચો, એહને ધ્યાને રાચો,
જિનપદ સુખ સાચો, ભવ્ય પ્રાણી નિકાચો. ૧

## શ્રી સુમતિનાથ સ્વામીનું ચૈત્યવંદન.

સુમતિનાથ સુહંકરૂ, કોસલ્લા જસ નયરી;
મેઘરાય મંગલા તણો, નંદન જિતવયરી. ૧
ક્રૌંચ લંછન જિન રાજીયો, ત્રણશેં ધનુષની દેહ;
ચાલીસ લાખ પૂરવ તણું, આયુ અતિ ગુણગેહ. ૨
સુમતિ ગુણે કરી જે ભર્યા એ, તર્યા સંસાર અગાધ;
તસ પદ **પદ્મ** સેવા થકી, લહો સુખ અવ્યાબાધ. ૩



## શ્રી સુમતિનાથ સ્વામીના સ્તવનો. ૩

### (૧)

( સિદ્ધારથનારે નંદન વિનવું એ દેશી )

નયરી અયોધ્યારે માતા મંગલા, મેઘ પિતા જસ ધીર;
લંછન ક્રૌંચ કરે પદ સેવના, સોવન વાન શરીર. ૧
મુજ મન મોહ્યુંરે સુમતિ જીણેસરે, ન રૂચે કો પર દેવ;
ખિણ ખિણ સમરૂંરે ગુણ પ્રભુજી તણા, એ મુજ લાગીરે ટેવ.
મુજ૦ ૨
ત્રણશેં ધનુ તનુ આયુ ધરે પ્રભુ, પૂરવ લાખ ચાલીશ;
એક સહસ શું દીક્ષા આદરી, વિચરે શ્રી જગદીશ.
મુજ૦ ૩
સમેતશિખરગિરિ શિવ પદવી લહી, ત્રણ લાખવી શહજાર;
મુનિવર પણ લખ પ્રભુની સંયતી, ત્રીશ સહસ વળી સાર.
મુજ૦ ૪
શાસન દેવી મહાકાલી ભલી, સેવે તુંબરૂ યક્ષ;
**શ્રી નયવિજય વિબુધ** સેવક ભણે, હોજો મુજ તુજ પક્ષ.
મુજ૦ ૫



(૨)

રૂપ અનૂપ નિહાળી, સુમતિ જિન તાહરૂં, હો લાલ,
સુમતિ જિન તાહરૂં૦
છાંડી ચપલ સ્વભાવ, ઠર્યું મન માહરૂં; હો લાલ, ઠર્યું૦
રૂપી સરૂપ ન હોત, જો જગ તુજ દીસતું, હો લાલ, જો૦
તો કુણુ ઉપર મન્ન, કહો અમ હીંસતું. હો લાલ, કહો૦ ૧
હિંસ્યા વિણુ કિમ શુદ્ધ, સ્વભાવને ઇચ્છતા, હો લાલ,સ્વ૦
ઇચ્છયા વિણુ તુજ ભાવ, પ્રગટ કિમ પ્રીચ્છતા; હો લાલ,પ્ર૦
પ્રીચ્છયા વિણુ કિમ ધ્યાન, દશામાંહિ લાવતા, હો લાલ,દ૦
લાવ્યા વિણુ રસ સ્વાદ, કહો કિમ પાવતા. હો લાલ,
ક૦ ૨
ભક્તિ વિના નવિ મુક્તિ, હુએ કોઇ ભક્તને, હો લાલ, હુ૦
રૂપી વિના તો તેહ, હુએ કિમ વ્યક્તને; હો લાલ, હુ૦
નવણુ વિલેપન માલ, પ્રદીપને ધૂપણું, હો લાલ, પ્ર૦
નવનવ ભૂષણુ ભાલ, તિલક શિર ખૂંપણું. હો લાલ, તિ૦ ૩
અમ સત પુણ્યને યોગે, તુમે રૂપી થયા, હો લાલ, તુ૦
અમૃત સમાણી વાણી, ધરમની કહી ગયા; હો લાલ, ધ૦
તેહ આલંબને જીવ, ઘણાએ બુઝીયા, હો લાલ, ઘ૦
ભાવિ ભાવને જ્ઞાને, અમો પણુ રંજીયા. હો લાલ, અ૦ ૪

તે માટે તુજ પિંડ, ઘણા ગુણકારણો, હો લાલ, ઘ૦
સેવ્યો ધ્યાયો હુએ, મહા ભય વારણો; હો લાલ, મ૦
**શાન્તિવિજય** બુધ સીસ, કહે ભવિકા જના, હો લાલ,ક૦
પ્રભુનુ પિંડસ્થ ધ્યાન, કરો થઈ એક મના. હો લાલ, ક૦ ૫

(૩)

સુમતિનાથ ગુણશું મિલીજી, વાધે મુજ મન પ્રીતિ;
તેલબિન્દુ જિમ વિસ્તરેજી, જલમાંહિ ભલી રીતિ.
સોભાગી જિનશું, લાગ્યો અવિહડ રંગ. આંકણી. ૧
સજજનસું જે પ્રીતડીજી, છાની તે ન રખાય;
પરિમલ કસ્તુરીતણોજી, મહી માંહિ મહકાય. સો૦ ૨
અંગુલીયે નવિ મેરૂ ઢંકાયે, છાબડીયે રવિ તેજ;
અંજલિમાં જિમ ગંગ ન માયે, મુજમન તિમ પ્રભુ
હેજ. સો૦ ૩
હુઓ છિપે નહિ અધર અરૂણુ જિમ, ખાતાં પાન સુરંગ;
પીવત ભરભર પ્રભુગુણ પ્યાલા, તિમ મુજ પ્રેમ અભંગ.
સો૦ ૪
ઢાંકી ઇક્ષુ પરાળશુંજી, ન રહે લહી વિસ્તાર;
**વાચક જસ** કહે પ્રભુતણોજી, તિમ મુજ પ્રેમ પ્રકાર.
સો૦ ૫



## શ્રી સુમતિનાથ સ્વામીની થોય.

સુમતિ સ્વર્ગ હિયે અસુમંતને,
મમત મોહ નહિ ભગવંતને;
પ્રગટ જ્ઞાન વરે શિવબાલિકા,
તુંબરુ વીર નમે મહાકાલિકા. ૧



## શ્રી પદ્મપ્રભ સ્વામીનું ચૈત્યવંદન.

કોસંબીપુર રાજિયો, ધર નરપતિ તાય;
પદ્મપ્રભ પ્રભુતામયી, સુસીમા જસમાય. ૧
ત્રીસ લાખ પૂરવ તણું, જિન આયુ પાલી;
ધનુષ અઢીસેં દેહડી, સવિ કર્મને ટાલી. ૨
પદ્મ લંછન પરમેશ્વરૂએ, જિનપદ પદ્મની સેવ;
પદ્મવિજય કહે કીજિએ, ભવિજન સહુ નિતમેવ. ૩



## શ્રી પદ્મપ્રભ સ્વામીનાં સ્તવન. ૩

[ ૧ ]

પદ્મપ્રભજિન જઈ અલગા રહ્યા, જિહાંથી નાવે લેખોજી;
કાગળને મસી જિહાં નવિ સંપજે, ન ચલે વાટ વિશેષોજી.
સુગુણ સનેહા રે કદિય ન વિસરે. આંકણી. ૧
ઇહાંથી તિહાં જઇ કોઇ આવે નહિ, જેહ કહે સંદેશોજી;
જેહનું મિલવું રે દોહિલું તેહશું, નેહ તે આપ કિલેશોજી.
સુ૦ ૨
વીતરાગશું રે રાગ તે એકપખો, કીજે કવણ પ્રકારોજી;
ઘોડો દોડેરે સાહિબ વાજમાં, મન નાણે અસવારોજી.
સુ૦ ૩
સાચીભક્તિરે ભાવનરસ કહ્યો,રસ હોયે તિહાં દોય રીઝેજી;
હોડાહોડેરે બિહું રસરીઝથી, મનના મનોરથ સીઝેજી.
સુ૦ ૪
પણ ગુણવંતારે ગોઠે ગાજીએ, મોટા તે વિશ્રામજી;
વાચક જશ કહે એહજ આશરે, સુખ લહું ઠામોઠામજી.
સુ૦ ૫



[ ૨ ]

( પ્રથમ જિનેશ્વર પૂજવા સૈયર મોરી–એ દેશી )

પરમ રસ ભીનો માહરો, નિપુણ નગીનો માહરો;
સાહેબો, પ્રભુ મોરા, પદ્મ પ્રભુ પ્રાણાધારહો,
જ્યોતિરમા આલિંગીને, પ્ર૦ અછક છકયો દિનરાતહો;
ઓલગ પણ નવિ સાંભળે, પ્ર૦ તો શી દરસણ વાત હો.
પ૦ નિ૦ સા૦ પ્ર૦ ૧

નિરભય પદ પામ્યા પછે, પ્ર૦ જાણીયેં ન હોવે તેહહો;
તો નેહ જાણે આગલે, પ્ર૦ અલગા તે નિસનેહહો.
પ૦ નિ૦ સા૦ પ્ર૦ ૨

પદ લેહતા તો લહ્યો વિભુ, પ્ર૦ પણ નિજ દ્રવ્ય કહાયહો;
અમે સુદ્રવ્ય સુગુણ ઘણું, પ્ર૦ સહીતો તિણે શરમાયહો.
પ૦ નિ૦ સા૦ પ્ર૦ ૩

તિહાં રહ્યા કરુણા નયનથી, પ્ર૦ જોતાં શું ઓછું થાયહો;
જિહાં તિહાં જિન લાવણ્યતા, પ્ર૦ દેહલીદીપક ન્યાય હો.
પ૦ નિ૦ સા૦ પ્ર૦ ૪

જો પ્રભુતા અમે પામતા, પ્ર૦ કેહવું ન પડે તો એમ હો;
જો દેશો તો જાણું અમે, પ્ર૦ દરિસણ દરિદ્રતા કેમ હો.
પ૦ સા૦ નિ૦ પ્ર૦ ૫

સાથે તો નાવી શકયો, પ્ર૦ ન કરો કોઇનો વિશ્વાસ હો;
પણુ લોળવીયે જો ભક્તિથી, પ્ર૦ કહેજ્યો તો
સાબાસ હો. ૫૦ નિ૦ સા૦ પ્ર૦ ૬
કમલ લંછન કીધી મયા, પ્ર૦ ગુનહ કરી બગસીસ હો;
**રૂપ વિબુધના મોહન** ભણી, પ્ર૦ પૂરજો સકલ જગીસ
હો. ૫૦ નિ૦ સા૦ પ્ર૦ ૭



(૩)

( એક દિન પુંડરીક ગણધરૂરે લો—એ દેશી )

શ્રી પદ્મપ્રભ જિનરાજનેરે લો, વિનતિ કરૂં કર જોડરે;
જિણંદરાય,
માહરે તું પ્રભુ એક છેરે લો, મુજ સમ તાહરે કોડરે.
જિણંદરાય. શ્રી૦ ૧
લોકાલોકમાં જાણીએરે લો, ઇમ ન સરે મુજ કામરે; જિ૦
દાસ સભાવે જો ગણેરે લો, તો આવે મન ઠામરે.
જિ૦ શ્રી૦ ૨
કહેવાયે પણુ તેહનેરે લો, જેહ રાખે મુહ લાજરે; જિ૦
પ્રારથીયાં પહિડિયે નહિરે લો, સાહિબ ગરીબ નિવાજરે.
જિ૦ શ્રી૦ ૩

કર પદ મુખ કજ શોભથીરે લો, જીતી પંકજ જાતરે;જિં૦
લંછન મિસિ સેવા કરેરે લો, ધરનૃપ સુસીમા માતરે.
જિં૦ શ્રી૦ ૪
ઉગત અરૂણુ તનુ વાન છેરે લોં, છઠ્ઠો દેવ દયાલરે; જિં૦
**ન્યાય સાગર** મન કામનારે લો, પૂરણુ સુખ રસાલરે.
જિં૦ શ્રી૦ ૫

## પદ્મપ્રભ સ્વામીની થોય.

અઢીશેં ધનુષ કાયા, ત્યક્ત મદ મોહ માયા,
સુસીમા જસ માયા, શુકલ જે ધ્યાન ધ્યાયા;
કેવલ વરપાયા, ચામરાદિ ધરાયા,
સેવે સુર રાયા, મોક્ષ નગરે સધાયા. ૧

## શ્રી સુપાર્શ્વનાથ સ્વામીનું ચૈત્યવદન.

શ્રીસુપાસ જિણુંદ પાસ, ટાલ્યો ભવ ફેરો;
પૃથિવી માત ઉરે જયો, તે નાથ હમેરો. ૧
પ્રતિષ્ઠિત સુત સુંદરૂ, વાણુારસી રાય;
વીશ લાખ પૂરવતણું, પ્રભુજીનું આય. ૨
ધનુષ બસેં જિનદેહડી એ, સ્વસ્તિક લંછન સાર;
પદપદ્મે જસ રાજતો, તાર તાર ભવ તાર. ૩



# શ્રી સુપાર્શ્વનાથ સ્વામીના સ્તવનો. ૩

(૧)

શ્રી સુપાસ જિન વંદીએ, સુખ સંપત્તિનો હેતુ લલના;
શાંત સુધારસ જલનિધિ, ભવસાગરમાંહે સેતુ લલના.
શ્રી૦ ૧

સાત મહાભય ટાળતો, સપ્તમ જિનવર દેવ લલના;
સાવધાન મનસા કરી, ધારો જિનપદ સેવ લલના.
શ્રી૦ ૨

શિવ શંકર જગદીશ્વરુ, ચિદાનંદ ભગવાન લલના;
જિન અરિહા તીર્થંકરુ, જ્યોતિસરૂપ અસમાન લલના.
શ્રી૦ ૩

અલખ નિરંજન વચ્છલુ, સકલ જંતુ વિશ્રામ લલના;
અભયદાન દાતા સદા, પૂરણુ આતમરામ લલના.
શ્રી૦ ૪

વીતરાગ મદ કલ્પના, રતિ અરતિ ભય સોગ લલના;
નિદ્રા તન્દ્રા દુરંદશા, રહિત અબાધિત યોગ લલના.
શ્રી૦ ૫

પરમ પુરૂષ પરમાતમા, પરમેશ્વર પરધાન લલના;
પરમ પદારથ પરમેષ્ઠી, પરમદેવ પરમાણુ લલના.
શ્રી૦ ૬

વિધિ વિરંચિ વિશ્વંભરૂ, હૃષીકેશ જગનાથ લલના;
અઘહર અઘમોચન ધણી, મુક્તિ પરમ પદ સાથ લલના.
શ્રી૦ ૭

ઈમ અનેક અભિધા ધરે, અનુભવ ગમ્ય વિચાર લલના;
જે જાણે તેહને કરે, આનંદઘન અવતાર લલના.
શ્રી૦ ૮



(૨)

(સુનંદાનો કંત નમો—એ દેશી)

નિરખી નિરખી તુજ બિંબને, હરખિત હુએ મુજ મન્ન;
સુપાસ સોહામણા,
નિરવિકારતા નયનમાં, મુખડું સદા સુપ્રસન્ન. સુ૦ ૧
ભાવ અવસ્થા સાંભરે, પ્રાતિહારજની શોભ; સુ૦
કોડીગમે દેવા સેવા, કરતાં મૂકી લોભ. સુ૦ ૨
લોકાલોકના સવિભાવા, પ્રતિભાસે પરતક્ષ; સુ૦
તોહે ન રાચે નવિ રૂસે, નવિ અવિરતિનો પક્ષ. સુ૦ ૩
હાસ ન રતિ ન અરતિ નહિ, નહિ ભય શોક દુગંછ; સુ૦
નહિ કંદર્પકદર્થના, નહિ અંતરાયનો સંચ. સુ૦ ૪
મોહ મિથ્યાત નિદ્રા ગઇ, નાઠા દોષ અઢાર; સુ૦
ચોત્રીસ અતિશય રાજતો, મૂલાતિશય ચાર. સુ૦ ૫
પાંત્રીશ વાણી ગુણે કરી, દેતો ભવિ ઉપદેશ; સુ૦
ઇમ તુજ બિંબે તાહરો, ભેદનો નહિં લવ લેશ. સુ૦ ૬
રૂપથી પ્રભુ ગુણ સાંભરે, ધ્યાન રૂપસ્થ વિચાર; સુ૦
**માનવિજય** વાચક વદે, જિનપ્રતિમા જયકાર. સુ૦ ૭



( દીઠી હો પ્રભુ દીઠી જગગુરૂ તુજ—એ દેશી )

સુનિએ હો પ્રભુ સુનિએ દેવ સુપાસ,
મનકી હો પ્રભુ મનકી વાત સવે કહુંજી;
થાં વિન હો પ્રભુ થાં વિન ન લહું સુખ,
દીઠે હો પ્રભુ દીઠે તુમ મુખ સુખ લહુંજી. ૧
છોડું હો પ્રભુ છોડું ન થાંકી ગૈલ,
પામ્યા હો પ્રભુ પામ્યા વિણુ સુખ શિવ તણુંજી;
ભોજને હો પ્રભુ ભોજને ભાંજે ભૂખ,
ભાંજે હો પ્રભુ ભાંજે ભૂખ ન ભામણુંજી. ૨
ખમજો હો પ્રભુ ખમજો માંકો દોષ,
ચાકર હો પ્રભુ ચાકર મ્હેં છાં રાઉલાજી;
મીઠા હો પ્રભુ મીઠા લાગે બોલ,
બાળક હો પ્રભુ બાળક બોલે જે વાઉલાજી. ૩
કેતું હો પ્રભુ કેતું કહિયે તુજ,
જાણો હો પ્રભુ જાણો સવિ તુમ્હે જગધણીજી;
ધારી હો પ્રભુ ધારી નિવહો પ્રેમ,
લજ્જા હો પ્રભુ લજ્જા બાંહ ગ્રહ્યા તણીજી. ૪
થુણિઓ હો પ્રભુ થુણિઓ સ્વામિ સુપાસ,
ભૂષણુ હો પ્રભુ ભૂષણુ મલકાપુર તણોજી;
વાચક હો પ્રભુ વાચક જસ કહે એમ,
દેજો હો પ્રભુ દેજો દરશન સુખ ઘણોજી. ૫

## શ્રી સુપાર્શ્વનાથ સ્વામીની થોય.

( શ્રાવણ શુદિ દિન પંચમીએ-એ દેશી )

અષ્ટ મહા પડિહારશું એ, શોભે સ્વામી સુપાસતો,
મહાભાગ્ય અરિહા પ્રભુ એ, સુર નર જેહના દાસ તો;
ગુણ અતિશય વરણવ્યા એ, આગમ ગ્રંથ મોઝારતો,
માતંગ શાંતા સુરસુરી એ, વીર વિઘન અપહારતો. ૧



## શ્રી ચંદ્રપ્રભ સ્વામીનું ચૈત્યવંદન.

લક્ષ્મણા માતા જનમીઓ, મહસેન જસ તાય;
[1]ઉડુપતિ લંછન દીપતો, ચંદ્રપુરીનો રાય. ૧
દશ લખ પૂરવ આઉખું, દોઢસો ધનુષની દેહ;
સુર નરપતિ સેવા કરે, ધરતા અતિ સસનેહ. ૨
ચંદ્રપ્રભ જિન આઠમા એ, ઉત્તમ પદ દાતાર;
પદ્મવિજય કહે પ્રણમીએ, મુજ પ્રભુ પાર ઉતાર. ૩

---

૧ ચંદ્ર

# શ્રી ચંદ્રપ્રભ સ્વામીના સ્તવનો. ૩

[ ૧ ]

(હારે મારે ઠામ ધરમના સાડા પચવીશ દેશ જો--એ દેશી)

હાંરે મારે ચંદ્રવદન જિન ચંદ્રપ્રભુ જગનાથજો,
દીઠો મીઠો ઇઠ્ઠો જિનવર આઠમોરે લો;
હાંરે મારે મનડાનો માનીતો પ્રાણ આધાર જો,
જગ સુખદાયક જંગમ સુરશાખી સમોરે લો. ૧

હાંરે મારે શુભ આશય ઉદયાચલ સમકિત સુર જો,
વિમલ દશા પૂરવદિશિ ઉગ્યો દીપતો રે લો;
હાંરે મારે મૈત્રી મુદિતા કરુણાને માધ્યસ્થ જો,
વિનય વિવેક સુલંછન કમળ વિકાસતોરે લો. ૨

હાંરે મારે સદ્દહણા અનુમોદ પરિમલ પૂરજો,
પસર્યો મન માનસ સર અનુભવ વાયરો રે લો;
હાંરે મારે ચેતન ચકવા ઉપશમ સરોવર નીરજો,
શુભમતિ ચકવી સંગે રંગરમલ કરે રે લો. ૩

હાંરે મારે જ્ઞાન પ્રકાશે નયણ ખુલ્યાં મુજ દોયજો,
જાણે રે ષટદ્રવ્ય સ્વભાવ યથાપણેરે લો;
હાંરે મારે જડ ચેતન ભિન્નાભિન્ન નિત્યાનિત્ય જો,
રૂપી અરૂપી આદિ સ્વરૂપ આપાપણેરે લો. ૪

હાંરે મારે લખગુણદાયક લખમણા રાણી નંદ જો,
ચરણ સરોરુહ સેવા મેવા સારખીરે લો;
હાંરે મારે પંડિત શ્રી ગુરુ **ક્ષમાવિજય** સુપસાય જો,
મુનિ જિન જંપે જગમાં જોતાં પારખીરે લો. ૫

(૨)

જિનજી ચંદ્રપ્રભુ અવધારો કે, નાથ નિહાલજોરે લો,
બમણી બીરૂદ ગરીબ નિવાજકે, વાચા પાલજોરે લો;
હરખે હું તુમ શરણે આવ્યો કે, મુજને રાખજોરે લો,
ચોરટા ચાર ચૂગલજે ભૂંડા કે, તેહ દુરે નાખજોરે લો. ૧
પ્રભુજી પાંચ તણી પરસંસા કે, રૂડી થાપજોરે લો,
મોહન મહેર કરીને દરસણ, મુજને આપજોરે લો;
તારક તુમ પાલવ મેં ઝાલ્યો કે, હવે મુને તારજોરે લો,
કુતરી કુમતિ થઇ છે કેડેકે, તેહને વારજોરે લો. ૨
સુંદરી સુમતિ સોહાગણ સારી કે, પ્યારી છે ઘણુંરે લો,
તાતજી તે વિણ જીવે ચૌદ, ભુવન કર્યું આંગણુંરે લો;
લખગુણ લખમણા રાણીજાયાકે, મુજમન આવજોરે લો,
અનુભવ અનુપમ અમૃત મીઠી કે, સુખડી લાવજોરે લો. ૩
દીપતી દોઢસો ધનુષ પ્રમાણ કે, પ્રભુજીની દેહડીરે લો,
દેવની દસ પૂરવલખ માન કે, આયુષ વેલડીરે લો;
નીરંગુણ નિરાગી પણ હું રાગી કે, મન માંહે રહ્યોરે લો,
શુભગુરુ **સુમતિવિજય** સુપસાય કે, **રામે** સુખ
લહ્યોરે લો. ૪



(૩)

શ્રી ચંદ્રપ્રભ જિનરાજ, ઉદિત મન અંબરે હોલાલ;
ઉદિત૦

વદને જીત દ્વિજરાજ, રહ્યો સેવા કરે હોલાલ. રહ્યો૦ ૧

લંછન મિસિ નિતુ પાસ, રહ્યો કરે વિનતિ હોલાલ; રહ્યો૦

નિત્ય ઉદય નિકલંક, કરો મુજ જિનપતિ હોલાલ.
કરો૦ ૨

શ્રી મહસેન નરેશ, કુલાંબુજ ચંદ્રમા હોલાલ; કુલાં૦

લક્ષમણા માત મલ્હાર, જિણંદ છો આઠમા હોલાલ.
જિણંદ૦ ૩

વિધુરૂચિદેહ અનેહ, અગેહ અસંગ છે હોલાલ; અ૦

આઠમો ચંદને સુખકર, અચિરજ એહ છે હોલાલ.
અ૦ ૪

આઠ કર્મનો નાશ, કરી અડસિદ્ધિ લહ્યા હોલાલ; કરી૦

**ન્યાયસાગર** કવિરાયે, પ્રભુના ગુણ કહ્યા હોલાલ. પ્ર૦ ૫

## શ્રી ચંદ્રપ્રભ સ્વામીની થોય.

ચંદ્રપ્રભુ મુખ ચંદ્રમા, સખિ જોવા જઇએ,
દ્રવ્ય ભાવ પ્રભુ દરિસણે, નિર્મલતા લઇએ;
વાણી સુધારસ વેલડી, સુણીએ તતખેવ,
ભજે ભદંત ભૃકુટિકા, **વીરવિજય** તે દેવ. ૧

## શ્રી સુવિધિનાથ સ્વામીનું ચૈત્તવંદન.

સુવિધિનાથ નવમા નમું, સુગ્રીવ જસ તાત;
મગર લંછન ચરણેં નમું, રામા રૂડી માત. ૧
આયુષ લાખ પૂરવ તણું, શત ધનુષની કાય;
કાકંદી નયરી ધણી, પ્રણમું પ્રભુ પાય. ૨
ઉત્તમ વિધિ જેહથી લહ્યો એ, તેણે સુવિધિ જિનનામ;
નમતાં તસ પદ **પદ્મને**, લહીએ શાશ્વત ધામ. ૩



## શ્રી સુવધિનાથ સ્વામીના સ્તવનો. ૩

(૧)

( સ્વામી તુમેકાંઈ કામણ કીધું–એ દેશી )

અરજ સુણો એક સુવિધિ જિણેસર, પરમ કૃપાનિધિ
તું પરમેસર;
સાહિબા સુજ્ઞાની જોવો તો, વાત છે માન્યાની, આંકણી.
કહેવાઓ પંચમ ચરણુનાધારી, કિમ આદરી અશ્વની
અસવારી. સા૦ ૧
છો ત્યાગી શિવવાસ વસો છો, સુગ્રીવ સુત રથે કિમ
બેસો છો;
આંગી પ્રમુખ પરિગ્રહમાં પડશો, હરિ હરાદિકને
કિણુવિધ નડશો. સા૦ ૨

ધુરથી સકલ સંસાર નિવાર્યો, કિમ ફરી દેવ
દ્રવ્યાદિક ધાર્યો;
તજી સંજમને થાસ્યો ગૃહવાસી, કુણ આશાતના
તજશે ચોરાસી. સા૦ ૩
સમકિત મિથ્યામતમેં નિરંતર, ઇમ કિમ ભાંજશે
પ્રભુજી અંતર;
લોક તો દેખશે તેહવું કહેશે, ઇમ જિનતા તુમ
કિણવિધ રહેશે. સા૦ ૪
પણ હવે શાસ્ત્ર ગતે મતિ પહોંચી, તેહથી મેં જોયું
ઉંડું આલોચી;
ઈમ કીધે તુમ પ્રભુતાઇ ન ઘટે, સાહમું ઇમ અનુભવ
ગુણ પ્રગટે. સા૦ ૫
હય ગય યદ્યપિ તું આરોપાએ, તોપણ સિદ્ધપણું
ન લોપાએ;
જિમ મુગટાદિક ભૂષણ કહેવાયે, પણ કંચનની કંચનતા
ન જાયે. સા૦ ૬
ભક્તની કરણી દોષ ન તમને, અઘટિત કહેવું
અયુક્ત તે અમને;
લોપાયે નહિ તું કોઇથી સ્વામી, **મોહન** વિજય
કહે શિરનામી. સા૦ ૭

( ૨ )

( તું પારંગત તું પરમેશ્વર—એ દેશી. )

તાહરી અજબશી યોગની મુદ્રારે, લાગે મુને મીઠીરે,
એતો ટાલે મોહની નિદ્રારે, પરતક્ષ દીઠીરે,
લોકોત્તરથી જોગની મુદ્રા, વાલ્હા મ્હારા, નિરૂપમ
આસન સોહે;
સરસ રચિત શુક્લ ધ્યાનની ધારે, સુરનરના મન
મોહેરે, લાગે મુને મીઠીરે. ૧

ત્રિગડે રતનસિંહાસન બેસી, વા૦ ચિહું દિશે ચામર
ઢલાવે;
અરિહંત પદ પ્રભુતાનો ભોગી, તોપણ જોગી કહાવેરે.
લાગે૦ ૨

અમૃત ઝરણી મીઠી તુજ વાણી, વા૦ જેમ આષાઢો ગાજે;
કાન મારગ થઈ હિયડે પેસી, સંદેહ મનના ભાંજેરે.
લાગે૦ ૩

કોડિગમે ઉભા દરબારે, વા૦ જયમંગલ સુર બોલે;
ત્રણ ભુવનની રિદ્ધિ તુજ આગે, દીસે ઇમ તૃણતોલેરે.
લાગે૦ ૪

ભેદ લહું નહિ જોગ જુગતિનો, વા૦ સુવિધિ જિણંદ
બતાવો;
પ્રેમશું **કાન્તિ** કહે કરી કરૂણા, મુજ મન મંદિર
આવોરે. લાગે૦ ૫

(૩)

(સિદ્ધાચલનો વાસી પ્યારો લાગે મોરા રાજીંદા—એ દેશી.)

દરસનીયાનો વાસી પ્યારો, લાગે મ્હારા રાજીંદા. ૧

તુંહિજ બ્રહ્મા બ્રાહ્મણ જાણે, વૈશ્નવ વિશ્નુ વખાણે.
મ્હા૦ દ૦ ૨

રુદ્ર તપસ્વી તુજને ભાખે, સઘલા તુજ દિલ રાખે.
મ્હા૦ દ૦ ૩

જૈન જિનેંદ્ર કહે શિવદાતા, બુદ્ધ બૌદ્ધ મત રાતા.
મ્હા૦ દ૦ ૪

કૌલિક કૌલ કહે ગુણ ગાતા, ખટ દરશનનો ત્રાતા.
મ્હા૦ દ૦ ૫

રૂપ અનેક ફટિકમાં ભાસે, વર્ણ ઉપાધિને પાસે.
મ્હા૦ દ૦ ૬

ખટ દરશન સવિ તુજને ધ્યાવે, એક અનેક કહાવે.
મ્હા૦ દ૦ ૭

વિવિધ રૂપજ ભૂમિ વિભાગે, તિમ તું દરસન લાગે.
મ્હા૦ દ૦ ૮

કેવલધ્યાન ગમ્ય દિલ રાજે, કેવલજ્ઞાન વિરાજે.
મ્હા૦ દ૦ ૯

ન્યાયસાગર પ્રભુ સુવિધિ મલ્હાવે, મહાનંદ પદ પાવે.
મ્હા૦ દ૦ ૧૦

## શ્રી સુવિધિનાથ સ્વામીની થાય.

( પાસ જિણુંદા વામાનંદા—એ દેશી. )

સુવિધિ સેવા કરતા દેવા, તજી વિષય વાસના,
શિવસુખદાતા જ્ઞાતા ત્રાતા, હરે દુઃખ દાસના;
નય ગમ ભંગે રંગે ચંગે, વાણી ભવહારિકા,
અમર અતીતે મોહાતીતે, વિરંચ સુતારિકા. ૧



## શ્રી શીતલનાથ સ્વામીનું ચૈત્યવંદન.

નંદા દઢરથ નંદનો, શીતલ શીતલનાથ;
રાજા ભદ્દીલપુર તણો, ચલવે શિવ સાથ. ૧
લાખ પૂરવનું આઉખું, નેવું ધનુષ પ્રમાણ;
કાયા માયા ટાલીને, લહ્યા પંચમ નાણ. ૨
શ્રીવત્સ લંછન સુંદરૂ એ, પદપદ્મે રહે જાસ;
તે જિનની સેવા થકી, લહીએ લીલ વિલાસ. ૩



## શ્રી શીતલનાથ સ્વામીનાં સ્તવન. ૩

### ( ૧ )

( પુક્ખલવઇ વિજયે જયોરે—એ દેશી. )

શીતલજિન ભદ્દીલપુરીરે, દઢરથ નંદા જાત;
નેવું ધનુષ્ય તનુ ઉચ્ચતારે, સોવન વાન વિખ્યાતરે,
જિનજી, તુજશું મુજ મન નેહ,
જિમ ચાતકને મેહરે, જિનજી૦ તું છે ગુણમણિગેહરે.
જિ૦ તુ૦ ૧

શ્રીવત્સ લંછન સોહતુંરે, આયુ પૂરવ લખ એક;
એક સહસશું વ્રત લીયેરે, આણી હૃદય વિવેકરે.
જિ૦ તુ૦ ૨

સમેતશિખર શુભ ધ્યાનથીરે, પામ્યા પરમાનંદ;
એક લાખ ખટ સાહુણીરે, એક લાખ મુનિવૃંદરે.
જિ૦ તુ૦ ૩

સાવધાન બ્રહ્મા સદારે, શાસન વિઘન હરેય;
દેવી અશોકા પ્રભુ તણીરે, અહનિશ ભગતિ કરેયરે.
જિ૦ તુ૦ ૪

પરમપુરુષ પુરુષોત્તમોરે, તું નરસિંહ નિરીહ;
કવિયણ તુજ જશ ગાવતાંરે, પવિત્ર કરે નિજ જીહરે.
જિ૦ તુ૦ ૫

[ ૨ ]

( સનેહી સંત એ ગિરિ સેવો–એ દેશી. )

શીતલ જિન સહજાનંદી, થયો મોહની કર્મ નિકંદી;
પરજાયી બુદ્ધિ નિવારી, પરિણામિક ભાવ સમારી,
મનોહર મિત્ર એ પ્રભુ સેવો, દુનિયામાં દેવ ન એવો.
મનો૦ આંકણી–૧

વર કેવલનાણ વિભાસી, અજ્ઞાન તિમિર ભર નાસી;
જયો લોકાલોક પ્રકાશી, ગુણ પજ્જવ વસ્તુ વિલાસી.
મનો૦ ૨

અક્ષયથિતિ અવ્યાબાધ, દાનાદિક લબ્ધિ અગાધ;
જેહ શાશ્વત સુખનો સ્વામી, જડ ઇંદ્રિય ભોગ વિરામી.
મનો૦ ૩

જેહ દેવનો દેવ કહાવે, યોગીશ્વર જેહને ધ્યાવે;
જસ આણા સુરતરૂ વેલી, મુનિહૃદય આરામે ફેલી.
મનો૦ ૪

જેહની શીતલતા અંગે, સુખ પ્રગટે અંગોઅંગે;
ક્રોધાદિક તાપ સમાવે, જિન વિજયાનંદ સભાવે.
મનો૦ ૫



(૩)

(પરમ પુરૂપ પરમાતમા સાહેબજી-એ દેશી)

શીતલ જિનવર સેવના, સાહેબજી૦
શીતલ જીમ શશીબિંબ હો;
સસનેહી, મુરત માહરે મનવશી, સાહેબજી૦
સાપુરીસાશું ગોઠડી, સાહેબજી૦
મોટો તે આલાલુંબ હો. સસનેહી૦ ૧

ખીણ એક મુજને ન વિસરે, સા૦ તુમ ગુણ પરમ
અનંત હો; સ૦
હેવ અવરને શું કરૂં, સા૦ ભેટ થઈ ભગવંત હો.
સ૦ ૨

તુમે છો મુગટ ત્રિહું લોકના, સા૦ હું તુમ પગની
ખેહ હો; સ૦
તુમે છો સઘન રૂતુ મેહૂલો, સા૦ હું પચ્છિમદિશિ ત્રેહ
હો. સ૦ ૩

નિરાગી પ્રભુ રીઝવું, સા૦ તે ગુણ નહિ મુજ માંહિ હો;
સ૦
ગુરૂ ગુરૂતા સામું જુઓ, સા૦ ગુરૂતા તે મુકે નાંહિ
હો. સ૦ ૪

મોટા સેંતી બરોબરી, સા૦ સેવક કિણુવિધ થાય હો; સ૦
આસંગો કિમ કીજિએ, સા૦ તિહાં રહ્યા આલુંભાય
હો. સ૦ ૫

જગગુરૂ કરૂણા કીજિએ, સા૦ ન લખ્યો આભાર
વિચાર હો; સ૦
મુજને રાજ નિવાજશો, સા૦ તો કુણુ વારણુહાર હો.
સ૦ ૬

ઓલગ અનુભવ ભાવથી, સા૦ જાણો જાણુ સુજાણુ હો;
સ૦
**મોહન કહે કવિ રૂપનો,** સા૦ જિનજી જીવન પ્રાણુહો.
સ૦ ૭



## શ્રી શીતલનાથ સ્વામીની થોય.

( પ્રહ ઉઠી વંદુ—એ દેશી. )

શીતલ પ્રભુ દર્શન, શીતલ અંગ ઉવંગે,
કલ્યાણક પંચે, પ્રાણીગણ સુખસંગે;
તો વચન સુણંતાં, શીતલ કિમ નહિ લોકા,
શુભવીર તે બ્રહ્મા, શાસન દેવી અશોકા. ૧



## શ્રી શ્રેયાંસનાથ સ્વામીનું ચૈત્યવંદન.

શ્રી શ્રેયાંસ અગ્યારમા, વિષ્ણુ નૃપ તાય;
વિષ્ણુ માતા જેહની, એંશી ધનુષની કાય. ૧
વરસ ચોરાશી લાખનું, પાલ્યું જેણે આય;
ખડ્ગી લંછન પદકજે, સિંહપુરીનો રાય. ૨
રાજ્ય તજી દીક્ષા વરીએ, જિનવર ઉત્તમ જ્ઞાન;
પામ્યા તસ પદપદ્મને, નમતાં અવિચલ થાન. ૩



## શ્રી શ્રેયાંસનાથ સ્વામીનાં સ્તવનો. ૩

### [ ૧ ]

( સુત સિદ્ધારથ ભૂપનોરે—એ દેશી. )

સિંહપુરી નયરી ભલીરે, વિષ્ણુ નૃપતિ જસ તાત;
માતા વિષ્ણુ મહાસતીરે, લીજે નામ પ્રભાતરે.
જિન ગુણ ગાઇએ. ૧

શ્રી શ્રેયાંસ જિનેસરૂરે, કનક વરણ શુચિ કાય;
લાખ ચોરાશી વરસનુંરે, પાળે પ્રભુ નિજ આયરે.
જિ૦ ૨

એક સહસશું વ્રત લીયેરે, અસિય ધનુષ તનુ માન;
ખડ્ગી લંછન શિવ લહેરે, સમેતશિખર શુભ ધ્યાનરે.
જિ૦ ૩

સહસ ચોરાશી મુનિવરારે, ત્રણ સહસ લખ એક;
પ્રભુજીની વર સાહુણીરે, અદ્ભુત વિનય વિવેકરે.
જિ૦ ૪

સુર મનુજેશ્વર માનવીરે, સેવે પય અરવિંદ;
શ્રીનયવિજય સુશિષ્યનેરે, એ પ્રભુ સુરતરુ કંદરે.
જિ૦ ૫



( ૨ )

( પામી સુગુરૂ પસાયરે—એ દેશી. )

વંદુ જિન શ્રેયાંસરે, હંસ તણી પરે;
   મુનિજન મન કમલે રમે એ. ૧

મુજ મન તરૂઅર છાંયરે, સ્વામી અનુસરો;
   જનમ સફળ માહરો કરો એ. ૨

વિષ્ણુ નરેસર વંશરે, ધ્વજા તણી પરે;
   જેણે કીધો જગ ગાજતો એ. ૩

નિસુણુ વચણુ મુજ તાતરે, હું ભમીયો ઘણું;
   ભવ સાયરના પુરમાં એ. ૪

હવે નિજ પાસે રાખરે, દાખો શુભ મતિ;
   વિનય કરે એમ વિનતિ એ. ૫



( ૩ )

શ્રીશ્રેયાંસ જિણુંદ, ઘનાઘન ગહ ગહ્યો–રે, ઘના૦
વૃક્ષ અશોકની છાયા, સુભર છાઇ રહ્યો–રે; સુ૦
ભામંડળની ઝલક, ઝબુકે વીજલી–રે, ઝ૦
ઉન્નત ગઢ તિગ ઇંદ્ર–ધનુષ શોભા મિલી–રે. ઘ૦ ૧
દેવદુંદુભિનો નાદ, ગુહિર ગાજે ઘણું–રે, ગુ૦
ભાવિક જનનાં નાટિક, મોર ક્રીડા ભણું–રે; મો૦
ચામર કેરી હાર, ચલંતી બગતતિ–રે, ચ૦
દેશના સરસ સુધારસ, વરસે જિનપતિ–રે. વ૦ ૨
સમકિતિ ચાતકવૃંદ, તૃપ્તિ પામે તિહાં–રે. તૃ૦
સકલ કષાય દાવાનલ, શાન્તિ હુઈ જિહાં–રે; શા૦
જનચિત્તવૃત્તિસુભુમિ, ત્રેંહાલી થઇ રહી–રે, ત્રેં૦
તેણિ રોમાંચઅંકુર–વતી કાયા લહી–રે. વ૦ ૩
શ્રમણ કૃષિવલ સજ્જ, હુએ તવ ઉજ્જમી–રે, હુ૦
ગુણવંત જનમન ક્ષેત્ર, સમારે સંયમી–રે; સ૦
કરતા બીજાધાન, સુધાન નીપાવતા–રે, સુ૦
જેણે જગના લોક, રહે સવિ જીવતા–રે. ર૦ ૪
ગણધર ગિરિતટ સંગી, થઇ સૂત્ર ગૂંથના–રે, થ૦
તેહ નદીપરવાહે, હુઈ બહુ પાવના–રે; હુ૦
એહજ મોટો આધાર, વિષમ કાલે લહ્યો–રે, વિ૦
માન વિજય ઉવજ્ઝાય, કહે મેં સદ્દહ્યો–રે. ક૦ ૫

## શ્રી શ્રેયાંસનાથ સ્વામીની થોય.

( શ્રી સીમંધર દેવ સુહંકર—એ દેશી. )

શ્રી શ્રેયાંસ સુહંકર પામી, ઇચ્છે અવર કુણ દેવાજી,
કનક તરૂ સેવે કુણ પ્રભુને, છંડી સુરતરૂ સેવાજી;
પૂર્વાપર અવિરોધી સ્યાત્પદ, વાણી સુધારસ વેલીજી,
માનવી મણુએસર સુપસાયે, વીર હૃદયમાં ફેલીજી. ૧



## શ્રી વાસુપૂજ્ય સ્વામીનું ચૈત્યવંદન.

વાસવ વંદિત વાસુપૂજ્ય, ચંપાપુરી ઠામ;
વસુપૂજ્ય કુલ ચંદ્રમા, માતા જયા નામ. ૧
મહિષ લંછન જિન બારમા, સિત્તેર ધનુષ પ્રમાણ;
કાયા આયુ વરસ વલી, બહોંત્તેર લાખ વખાણ. ૨
સંઘ ચતુર્વિધ થાપીને એ, જિન ઉત્તમ મહારાય;
તસ મુખ પદ્મ વચન સુણી, પરમાનંદી થાય. ૩



## શ્રી વાસુપૂજ્ય સ્વામીનાં સ્તવન. ૩

### (૧)

( સોભાગી જિનશું લાગ્યો અવિહડ રંગ—એ દેશી. )

શ્રી વસુપૂજ્ય નરિંદનોજી, નંદન ગુણમણી ધામ;
વાસુપૂજ્ય જિન રાજીયોજી, અતિશય રત્ન નિધાન.
પ્રભુ ચિત્ત ધરીને, અવધારો મુજ વાત. ....આંકણી.૧
દોષ સયલ મુજ સાંસહોજી, સ્વામી કરી સુપસાય;
તુમ ચરણે હું આવિઓજી, મહેર કરો મહારાય. પ્ર૦ ૨
કુમતિ કુસંગતિ સંગ્રહિજી, અવિધિને અસદાચાર;
તે મુજને આવિ મિલ્યાજી, અનંત અનંતીવાર. પ્ર૦ ૩
જબ મેં તુમને નિરખીયાજી,તવ તે નાઠા દૂર;
પુણ્યે પ્રગટે શુભ દિશાજી, આયો તુમ હજુર. પ્ર૦ ૪
**જ્ઞાનવિમલ** પ્રભુ જાણનેજી, શું કહેવું બહુ વાર;
દાસ આસ પૂરણ કરોજી, આપો સમકિત સાર. પ્ર૦ ૫



( ૨ )

( વિમલ જિન, દીઠા લોયણ આજ—એ દેશી. )

વાસવ વંદિત વંદીએરે, વાસુપૂજ્ય જિનરાય;
શ્રેયાંસને વાસુપૂજ્ય વિચેરે, ચોપન સાગર જાય,
જિનેસર, તું મુજ પ્રાણઆધાર, તુંહિજ મોક્ષ દાતાર.
જિ૦ ૧

ચવીયા જેઠ સુદિ નવમીયેરે, જનમ તો ફાગણ માસ;
વદિ ચોદશ દિન જાણીયેરે ત્રોડે ભવ ભય પાસ. જિ૦ ૨
સીત્તેર ધનુ તનુ રક્તતારે, દીપે જાસ પવિત્ત;
અમાવાસ્યા ફાગણ તણીરે, જિનવર લિએ ચારિત્ત.
જિ૦ ૩

બીજ મહા સુદની ભલીરે, પામ્યા જ્ઞાન મહંત;
અશાઢ સુદિ ચોદસે કર્યોરે, આઠ કરમનો અંત. જિ૦ ૪
આયુ બોંતેરલખ વરસનુંરે, જિન ઉત્તમ મહારાજ;
બાંહ્ય ગ્રહીને તારીયેરે, પદ્મવિજય કહે આજ. જિ૦ ૫



(૩)

શ્રી વસુપૂજ્ય નરિંદના, નંદન જિન નયણાનંદ,
શ્રી જિન વાલહા;
પ્રભુ કેમ આવું તુજ ઓળગે, મારે કૂડા કુટુંબનો ફંદ.
શ્રી જિન સાંભળો૦ ૧

કુમતિરમણી મોહ નંદની, મુજ કેડ ન મૂકે તેહ; શ્રી૦
મિત્ર મલ્યો તે લોભીયો, લાગ્યો તેહશું બહુ નેહ.
શ્રી૦ ૨

ત્રેવીશ મલ્યા ધૂતારડા, તેહના વલી નવનવા રંગ; શ્રી૦
અહનિશ તેણે હું ભોળવ્યો, ન ધર્યો પ્રભુ સાથે સંગ.
શ્રી૦ ૩

પ્રભુ દરશણ તલસે ઘણું, જિન મુજ મનડું દિનરાત; શ્રી૦
પણ દશ ત્રણ આડા રહે, જે નીચ ઘણું કમજાત.
શ્રી૦ ૪

પ્રભુ કુડો કલિયુગ આજનો, બહુ ગાડરીયો પરવાહ; શ્રી૦
પ્રભુ તાહરૂં રૂપ ન ઓલખે, નહિ શુદ્ધ ધરમની ચાહ.
શ્રી૦ ૫

પ્રભુદરિસણ વિણુ જીવડા, કરતા દીસે વ્યવહાર; શ્રી૦
તેણે ભરમે ભુલા ઘણા, પ્રભુ દોહિલો લોકાચાર. શ્રી૦ ૬

વરસ બોંતેર લખ આઉખું, તોરી સીત્તેર ધનુષ તનુ
સાર; શ્રી૦
શ્રી **રામવિજય** કર જોડીને, કહે ઉતારો ભવપાર.
શ્રી૦ ૭

## શ્રી વાસુપૂજ્ય સ્વામીની થોય.

વિશ્વના ઉપકારી, ધર્મના આદિકારી,
ધર્મના દાતારી, કામ ક્રોધાદિ વારી;
તાર્યા નરનારી, દુઃખ દોહગ હારી,
વાસુપૂજ્ય નિહારી, જાઉં હું નિત્ય વારી. ૧



## શ્રી વિમલનાથ સ્વામીનું ચૈત્યવંદન.

કંપિલપુર વિમલ પ્રભુ, શ્યામા માત મલ્હાર;
કૃતવર્મા નૃપ કુલ નભે, ઉગમીયો દિનકાર. ૧
લંછન રાજે વરાહનું, સાઠ ધનુષની કાય;
સાઠ લાખ વરસાં તણું, આયુ સુખદાય. ૨
વિમલ વિમલ પોતે થયા એ, સેવક વિમલ કરેહ;
તુજ પદ પદ્મ વિમલ પ્રતિ, સેવું ધરી સસનેહ. ૩



## શ્રી વિમલનાથ સ્વામીના સ્તવન. ૩

(૧)

સેવો ભવિયાં વિમલ જિનેસર, દુલ્લહા સજ્જન સંગાજી;
એહવા પ્રભુનું દરિશણ લહેવું, તે આળસમાંહિ ગંગાજી.
સે૦ ૧
અવસર પામી આળસ કરશે, તે મૂરખમાં પહેલોજી;
ભૂખ્યાને જિમ ઘેબર દેતાં, હાથ ન માંડે ઘહેલોજી. સે૦ ૨
ભવ અનંતમાં દરિશણ દીઠું, પ્રભુ એહવા દેખાડેજી;
વિકટ ગ્રંથિ જે પોળ પોળિયો, કર્મ વિવર ઉઘાડેજી. સે૦ ૩
તત્ત્વપ્રીતિકર પાણી પાએ, વિમલાલોકે આંજીજી;
લોયણ ગુરૂ પરમાન્ન દિએ તવ, ભ્રમ નાંખે સવિ ભાંજિજી.
સે૦ ૪
ભ્રમ ભાંગ્યો તવ પ્રભુશું પ્રેમે, વાત કરૂં મન ખોલીજી;
સરલતણે જે હીયડે આવે, તેહ જણાવે બોલીજી. સે૦ ૫
**શ્રીનયવિજય વિબુધ** પય સેવક, **વાચક જશ** કહે
સાચુંજી;
કોડિ કપટ જો કોઇ દિખાવે, તોહી પ્રભુ વિણુ નવિ
રાચુંજી. સે૦ ૬



[ ૨ ]

દુખ દોહગ દૂરે ટલ્યાંરે, સુખ સંપદશું ભેટ;
ધીંગ ધણી માથે કીયારે, કુણ ગંજે નર ખેટ,
વિમલજિન ! દિઠાં લોયણ આજ,
મ્હારા સિધ્યાં વંછિત કાજ. વિમલજિન૦ ૧
ચરણ કમલ કમલા વસેરે, નિર્મળ થિરપદ દેખ;
સમલ અથિર પદ પરિહરિરે, પંકજ પામર પેખ. વિ૦ ૨
મુજ મન તુજ પદ પંકજેરે, લીનો ગુણ મકરંદ;
રંક ગણે મંદિર ધરારે, ઇંદ્ર ચંદ્ર નાગિંદ. વિ૦ ૩
સાહિબ સમરથ તું ધણીરે, પામ્યો પરમ ઉદાર,
મન વિસરામી વાલહોરે, આતમચો આધાર. વિ૦ ૪
દરિસણ દીઠે જિનતણુંરે, સંશય ન રહે વેધ;
દિનકર કરભર પસરતાંરે, અંધકાર પ્રતિષેધ. વિ૦ ૫
અમીય ભરી મૂરતિ રચીરે, ઉપમા ન ઘટે કોય;
શાંતસુધારસ ઝીલતીરે, નિરખત તૃપ્તિ ન હોય. વિ૦ ૬
એક અરજ સેવક તણીરે, અવધારો જિનદેવ;
કૃપા કરી મુજ દીજિયેરે, આનંદઘન પદ સેવ. વિ૦ ૭



( ૩

( વિમલજિન! દીઠાં લોયણુ આજ—એ દેશી. )

વિમલ જિનેસર તાહરોરે, અતુલ અચિંત્ય પ્રભાવ,
ગુરૂ પણુ નિજ પર સમ કહ્યોરે, તરવા ભવજલ નાવ,
વિમલજિન ! તુમશું ધર્મ સનેહ, જિમ ચાતકને મેહ,
વિમલજિન ! જિમ પ્રાણીને દેહ....વિ૦ આંકણી. ૧
અબુધ વિબુધ કરે તુરતમાંરે, રૂપી અરૂપી કીધ;
કરમી અકરમી કરેરે, યોગી અયોગી સિદ્ધ. વિ૦ ૨
લંછન મિસિ સેવા કરેરે, વિનતિ કરણ વરાહ;
ભૂમિ ભારથી ઉભગોરે, દિઓ સુખ નિતુ જગનાહ. વિ૦ ૩
શ્રીકૃતવર્મ નૃપ નંદનોરે, શ્યામા માતા જાત;
વિમલમતિ પ્રભુ ધ્યાઇયેરે, તો હોયે વિમલ અવદાત.
વિ૦ ૪
તેરક્રિયા ટાલિ જિણેરે, તેરસમા જિનભાણ;
**ન્યાયસાગર** કહે ભવ ભવેરે, શિર ધરૂં તેહની આણ.
વિ૦ ૫



## શ્રી વિમલનાથ સ્વામીની થોય.

વિમલ જિન જુહારો, પાપ સંતાપ વારો,
શ્યામાંબ મલ્હારો, વિશ્વ કીર્તિ વિફારો;
યોજન વિસ્તારો, જાસ વાણી પ્રસારો,
ગુણ ગણ આધારો, પુણ્યના એ પ્રકારો. ૧



## શ્રી અનંતનાથ સ્વામીનું ચૈત્યવંદન.

અનંત અનંત ગુણ આગરૂ, અયોધ્યા વાસી;
સિંહસેન નૃપ નંદનો, થયો પાપ નિકાસી. ૧
સુજસા માતા જનમીઓ, ત્રીસ લાખ ઉદાર;
વરસ આઉખું પાલીયું, જિનવર જયકાર. ૨
લંછન સિંચાણાતણુંએ, કાયા ધનુષ પચાસ;
જિન પદપદ્મ નમ્યા થકી, લહીએ સહજ વિલાસ. ૩



# શ્રી અનંતનાથ સ્વામીના સ્તવન. ૩

[ ૧ ]

( રૂષભ જિણંદશું પ્રીતડી–એ દેશી. )

અનંત જિણંદશું પ્રીતડી, નીકી લાગીહો અમૃતરસ જેમ;
અવર સરાગી દેવની, વિષ સરિખી હો સેવા કરૂં કેમ.
અ૦ ૧

જિમ પદમિની મન પીઉ વસે, નિરધનીયાહો મન ધનકી
પ્રીત;
મધુકર કેતકી મન વસે, જિમ સાજન હો વિરહીજન
ચિત. અ૦ ૨

કરષણી મેહ અષાઢ જ્યું, નિજ વાછડ હો સુરભિ
જિમ પ્રેમ;
સાહિબ અનંત જિણંદશું, મુજ લાગી હો ભક્તિ
મન તેમ. અ૦ ૩

પ્રીત અનાદિની દુઃખભરી, મેં કીધીહો પર પુદ્ગલ સંગ;
જગત ભમ્યો તિણ પ્રીતશું, સ્વાંગ ધારી હો નાચ્યો
નવનવ રંગ. અ૦ ૪

જિસકો અપના જાનિયા, તિન દીના હો છિનમેં
અતિ છેહ;
પરજન કેરી પ્રીતડી, મેં દેખી હો અંતે નિસનેહ.
અ૦ ૫

મેરા કોઈ ન જગતમેં, તુમ છોડી હો જિનવર
જગદીશ;
પ્રીત કરૂં અબ કોનશું, તુમ ત્રાતા હો મોહે
વિસવાવીસ. અ૦ ૬
**આતમરામ** તું માહરો, સિરસેહરો હો હિયડાનો હાર;
દીનદયાલ કૃપા કરો, મુજ વેગેહો અબ પાર ઉતાર.
અ૦ ૭



( ૨ )

( નમો નિત નાથજીરે—એ દેશી. )

જ્ઞાન અનંતું તાહરેરે, દરિસણુ તાહરે અનંત,
સુખ અનંતમય સાહિબારે, વીરજ પણુ ઉલ્લસ્યું અનંત,
અનંતજિન ! આપજોરે, મુજ એહ અનંતા ચાર, અ૦
મુજને નહિ અવરશું પ્યાર, અ૦ તુજને આપતાં
શીવાર, અ૦ એહ છે તુજ યશનો ઠાર. અ૦ ૧
આપ ખજાનો ન ખોલવોરે, નહિ મલવાની ચિંત;
માહરે પોતે છે સવેરે, પણુ વિચે આવરણુની ભીંત.
અ૦ ૨

તપ જપ કિરિયા મોઘરેરે, ભાંજી પણ ભાંગી ન જાય;
પણ તુજ આણુ લહે થકેરે, હેલામાં પરહી થાય. અ૦ ૩
માત ભણી મરૂદેવીનેરે, જિન રૂષભે ક્ષણુમાં દીધ;
આપ પરાયું વિચારતાંરે, ઇમ કીમ વીતરાગતા સિદ્ધ.
અ૦ ૪
તે માટે તસ અરથીયારે, તુજ પ્રાર્થતા જે કોઇ લોક;
તેહને આપો આફણીરે, તિહાં ન ઘટે કરાવવી ટોક.
અ૦ ૫
તેહને તેહનું આપવુંરે, તિહાં શ્યો ઉપજે છે ખેદ;
પ્રાર્થના કરતાં તાહરેરે, પ્રભુતાઇનો પણ નહિ છેદ.
અ૦ ૬
પામ્યા પામે પામશેરે, જેહ જ્ઞાનાદિ અનંત;
તે તુજ આણાથી સવેરે, કહે **માનવિજય** ઉલ્લસંત.
અ૦ ૭



( ૩ )

( ધાર તરવારની સોહિલી દોહિલી—એ દેશી.)

શ્રીઅનંત પ્રભો સંત હૃદયે વિભો,
    ગુણ અનંતા રહે ધ્યાન રૂપા;
અતિશયવંત મહંત જિનરાજીયા,
    વાજીયા પરિસદા સકલ રૂપા. શ્રીઅનંત૦ ૧

જ્ઞાન દર્શન સુખ સમકિતાક્ષયસ્થિતિ,
    અરુપી અવગાહના અખય ભાવે;
વીર્ય અનંત એ અષ્ટક ઉપનું,
    આઠ કૃતકર્મ કેરે અભાવે. શ્રીઅનંત૦ ૨

શ્યેન નિજ ક્રૂરતા ટાળવા તુમ પદે,
    લંછન મિસિ રહ્યો સેવ સારે;
સદયતા સુભગતાદિક ગુણ તુમ તણી,
    સેવના પાવનાને આધારે. શ્રીઅનંત૦ ૩

સિંહસેન ભૂપ સુજસા તણો નંદનો,
    ચોદમો ચોદ ભૂયગામ પાળે;
ચોદ ગુણઠાણુ સોપાન ચઢી નિજ ગુણે,
    આપતા આપમાંહિ સંભાળે. શ્રીઅનંત૦ ૪

અનંતજિન સેવથી અનંત જિનવર તણી,
    ભક્તિની વ્યક્તિ નિજ શક્તિ સારૂ;
ન્યાયસાગર કહે અવનીતલે જોવતાં,
    એહ સમ અવર નહિ કોય તારૂ. શ્રીઅનંત૦ ૫

## શ્રી અનંતનાથ સ્વામીની થોય.

અનંત અનંતનાણી, જાસ મહિમા ગવાણી,
સુર નર તિરિ પ્રાણી, સાંભળે જાસ વાણી;
એક વચન સમ જાણી, જેહ સ્યાદ્વાદ જાણી,
તર્યા તે ગુણ ખાણી, પામીઆ સિદ્ધિ રાણી. ૧



## શ્રી ધર્મનાથ સ્વામીનું ચૈત્યવંદન.

ભાનુ નંદન ધર્મનાથ, સુવ્રતા ભલી માત;
વજ્ર લંછન વજ્રી નમે, ત્રણ ભુવન વિખ્યાત. ૧
દશ લાખ વરસનું આઉખું, વપુ ધનુ પીસ્તાલીશ;
રત્નપુરીનો રાજીયો, જગમાં જાસ જગીશ. ૨
ધર્મ મારગ જિનવર કહીએ, ઉત્તમ જન આધાર;
તેણે તુજ પાદ પદ્મતણી, સેવા કરૂં નિરધાર. ૩



# શ્રી ધર્મનાથ સ્વામીનાં સ્તવન. ૩

## ( ૧ )

( હાંરે મારે ઠામ ધરમના--એ દેશી. )

હાંરે મારે ધર્મ જિણંદશું લાગી પૂરણ પ્રીતજો,
જીવડલો લલચાણો જિનજીની ઓલગેરે લો;
હાંરે મુને થાશે કોઇક સમે પ્રભુ સુપ્રસન્નજો,
વાતલડી માહરીરે સવી થાશે વગેરે લો. ૧
હાંરે પ્રભુ દુરજનનો ભંભેર્યો મારો નાથજો,
ઓલવશે નહિ ક્યારે કીધી ચાકરીરે લો;
હાંરે મારા સ્વામી સરખો કુણ છે દુનિયા માંહજો,
જઇયેરે જિમ તેહને ઘર આશા કરીરે લો. ૨
હાંરે જસ સેવા સેંતી સ્વારથની નહિ સિદ્ધિજો,
ઠાલીરે શી કરવી તેહથી ગોઠડીરે લો;
હાંરે કાંઇ જુઠું ખાય તે મીઠાઇને માટે જો,
કાંઇરે પરમારથ વિણુ નહિ પ્રીતડીરે લો. ૩
હાંરે પ્રભુ અંતરજામી જીવન પ્રાણ આધારજો,
વાયોરે નવિ જાણ્યો કલિયુગ વાયરોરે લો;
હાંરે મારે લાયક નાયક ભક્તવચ્છલ ભગવંતજો,
વારૂરે ગુણ કેરો સાહિબ સાયરૂરે લો. ૪

હાંરે પ્રભુ લાગી મુજને તાહરી માયા જોર જો,
અલગારે રહ્યાથી હોય ઓસીંગલોરે લો;
હાંરે કુણ જાણે અંતરગતની વિણ મહારાજજો,
હેજેરે હસી બોલો છાંડી આમલોરે લો. ૫
હાંરે તારે મુખને મટકે અટકયું માહરૂં મનજો,
આંખડલી અણીયાલી કામણગારડીરે લો;
હાંરે મારા નયણા લંપટ જોવે ખિણખિણ તુજજો,
રાતાં રે પ્રભુ રૂપે ન રહે વારીયાંરે લો. ૬
હાંરે પ્રભુ અલગા તોપણ જાણજો કરીને હજુરજો;
તાહરીરે બલિહારી હું જાઉં વારણેરે લો;
હાંરે **કવિરૂપવિબુધનો મોહન** કરે અરદાસજો,
ગિરૂઆથી મન આણી ઉલટ અતી ઘણેરે લો. ૭



(२)

( મ્હારો મુજરો લોને રાજ—એ દેશી. )

ધર્મ જિનેશ્વર ધર્મ તુમારો, જગ જનને દીપાવે,
દર્શનજ્ઞાન ચરિત તપ ચઉવિધ, એ વિનુ અવર દિલ
નાવે;
જિનજી ! થેં છો મોટારાજ, જગ જનને ઉપકારી,
તોરા પાય નમું હું આજ, જાઉં મેં બલિહારી. આંકણી.૧
કુગતિ પડતાં પ્રાણી રાખે, ધર્મ અર્થ તે સાચો;
નામ ધર્મ પરિણામ કલુષિત, તે પામી મત રાચો.
જિ૦ ૨
સુવ્રતાનંદન સુવ્રત ધર્મે, વરતે તે તો જુગતું;
ભાનુ ભૂપ સુત કર્મ તમ ત્રાસે, એ પણ પદ તુમ
લગતું. જિ૦ ૩
ભવભય ભ્રમણ કદાપિ ન હોવે, ધર્મ શરણ જો રાખે;
ઇન્દ્ર સદા સેવા મિસિ લંછન, વજ્રતણું તિણે દાખે.
જિ૦ ૪
પન્નર ભેદે સિદ્ધ દેખાવે, પન્નરમો જિન દીપે;
ન્યાયસાગર કહે ધર્મ પસાયે, સકલ વિઘનને જીપે.
જિ૦ ૫

( ૩ )

( મારો મુજરો લ્યોને રાજ—એ દેશી. )

ધમ્મ જિણેસર ધર્મ ધુરંધર, પૂરણ પૂણ્યે મલિઓ,
મનમરૂથલમેં સુરતરૂ ફલિઓ, આજ થકી દિન વલિઓ;
પ્રભુજી મહેર કરી મહારાજ, કાજ હવે મુજ સારો,
સાહિબ ગુણનિધિ ગરીબ નિવાજ, ભવદવ પાર ઉતારો.
એ આંકણી. ૧

બહુ ગુણવંતા જેહ તેં તાર્યા, તે નહિ પાડ તુમારો;
મુજ સરિખો પત્થર જો તારો, તો તુમચી બલિહારો. પ્ર૦ ૨
હું નિર્ગુણ પણ તાહરી સંગતે, ગુણ લહું તેહ ઘટમાન;
નિંબાદિક પણ ચંદન સંગે, ચંદન સમ લહે તાન. પ્ર૦ ૩
નિર્ગુણ જાણી છેહ મ દેવો, જોવો આપ વિચારી;
ચંદ કલંકિત પણ નિજ શિરથી, ન તજે ગંગાધારી. પ્ર૦ ૪
સુવ્રતાનંદન સુવ્રતદાયક, નાયક જિનપદવીનો;
પાયક જાસ સુરાસુર કિન્નર, ઘાયક મોહ રિપુનો. પ્ર૦ ૫
તારક તુમ સમ અવર ન દીઠો, લાયક નાથ હમારો;
શ્રી ગુરૂ **ક્ષમાવિજય** પય સેવી, કહે **જિન** ભવજલ
તારો. પ્ર૦ ૬

## શ્રી ધરમનાથ સ્વામીની થોય.

ધરમ ધરમ ધોરી, કર્મના પાસ તોરી,
કેવલશ્રી જોરી, જેહ ચોરે ન ચોરી;
દર્શન મદ છોરી, જાય ભાગ્યા સટોરી,
નમે સુરનર કોરી, તે વરે સિદ્ધિ ગોરી. ૧

## શ્રી શાન્તિનાથ સ્વામીના ચૈત્યવંદન. ૨

(૧)

શાન્તિ જિનેસર સોલમા, અચિરાસુત વંદો;
વિશ્વસેન કુલ નભમણિ, ભવિજન સુખ કંદો. ૧
મૃગ લંછન જિન આઉખું, લાખ વરસ પ્રમાણ;
હત્થિણાઉર નયરી ધણી, પ્રભુજી ગુણમણિ ખાણ. ૨
ચાલીશ ધનુષની દેહડીએ, સમચઉરસ સંઠાણ;
વદન પદ્મ જ્યું ચંદલો, દીઠે પરમ કલ્યાણ. ૩

(૨)

સર્વારથ સિદ્ધે થકી, ચવીયા શાન્તિ જિનેશ;
હસ્તિનાગપુર અવતર્યા, યોનિ હસ્તિ વિશેષ. ૧
માનવગણ ગુણવંતને, મેષરાશિ સુવિલાસ;
ભરણીએ જનમ્યા પ્રભુ, છદ્મસ્થા ઇગવાસ. ૨
કેવલ નંદીતરૂતલેએ, પામ્યા અંતરઝાણ;
વીર કરમનો ક્ષય કરી, નવશતશું નિરવાણ. ૩

# શ્રી શાન્તિનાથ સ્વામીના સ્તવન. ૫

## ( ૧ )

( તારહો તાર પ્રભુ! મુજ સેવક ભણી—એ દેશી. )

તાર મુજ તાર મુજ તાર જિનરાજ! તું,
આજ મેં તોહિ દિદાર પાયો;
સકલ સંપત્તિ મિલ્યો આજ શુભ દિન વલ્યો,
સુરમણિ આજ અણચિંત આયો. તા૦ ૧
તાહરી આણ હું શેષ પરે શિરવહું,
નિરવહું ભવભવે ચિત્ત શુદ્ધે;
ભમતાં ભવકાનને સુરતરૂની પરે,
તું પ્રભુ ઓળખ્યો દેવ બુદ્ધે. તા૦ ૨
અથિર સંસારમાં સાર તુજ સેવના,
દેવનાદેવ તુજ સેવ સારે;
શત્રુને મિત્ર સમભાવે બેહુ ગણે,
ભક્તવત્સલ સદા બિરૂદ ધારે. તા૦ ૩
તાહરા ચિત્તમાં દાસ બુદ્ધે સદા,
હું વસું એહવી વાત દૂરે;
પણ મુજ ચિત્તમાં તુંહિ જો નિત વસે,
તો કિશું કીજિયે મોહ ચોરે. તા૦ ૪

તું કૃપાકુંભ ગતદંભ ભગવંત તું,
સકલ ભવિલોકને સિદ્ધિ દાતા;
ત્રાણુ મુજ પ્રાણુ મુજ શરણુ આધાર તું,
તું સખા માતને તાત ભ્રાતા. તા૦ ૫
આતમારામ અભિરામ અભિધાન તુજ,
સમરતાં દાસનાં દુરિત જાવે;
તુજ વદન ચંદ્રમા નિશદિન પેખતાં,
નયન ચકોર આનંદ પાવે. તા૦ ૬
શ્રી વિશ્વસેનકુલ કમલ દિનકર જિસ્યો,
મન વસ્યો માત અચિરા મલ્હાયો;
શાન્તિજિનરાજ શિરતાજ દાતારમાં,
અભયદાની શિરે જગ સવાયો. તા૦ ૭
લાજ જિનરાજ અબ દાસની તો શિરે,
અવસરે મોદસ્યું મોજ પાવે;
પંડિતરાય કવિ ધીરવિમલતણો,
શિષ્યગુણ જ્ઞાનવિમલાદિ ગાવે. તા૦ ૮



( ૨ )

સોલમા શ્રી જિનરાજ, ઓલગ સુણો અમ તણી લલના
ભગતથી એવડી કેમ, કરો છો ભોલામણી લલના;
ચરણે વિલગ્યો જેહ, આવીને થઈ ખરો લલના,
નિપટ તેહથી કોણ, રાખે રસ આંતરો લલના. ૧

મેં તુજ કારણ સ્વામી, ઉવેખ્યા સુર ઘણા લલના,
માહરી દિશાથી મેં તો, ન રાખી કાંઇ મણા લલના
તો તુમે મુજથી કેમ, અપુઠા થઈ રહો લલના,
ચુક હોવે જો કોય, સુખે મુખથી કહો લલના. ૨

તુજથી અવર ન કોય, અધિક જગતીતલે લલના,
જેહથી ચિત્તની વૃત્તિ, એકાંગી જઇ મલે લલના;
દીજે દરિશન વાર, ઘણી ન લગાવીએ લલના,
વાતલડી અતી મીઠી, તે કિમ વિરમાવીએ લલના. ૩

તું જો જલ તો હું કમલ, કમલ તો હું વાસના લલના
વાસના તો હું ભ્રમર, ન મુકું ઉપાસના લલના;
તું છોડે પણ હું કેમ, છોડું તુજ ભણી લલના,
લોકોત્તર કોઇ પ્રીત, આવી તુજથી બની લલના. ૪

ધુરથી શ્યાને સમકિત, દેઇને ભોળવ્યો લલના,
ખોટે હવે કિમ જાઉં, દિલાસે ઓળવ્યો લલના;
જાણી ખાસો દાસ, વિમાસો છો કિશ્યું લલના,
અમે પણ ખીજમત માંહિ, ખોટા કિમ થાયશ્યું લલના.૫

બીજી ખોટી વાતે, અમે રાચું નહિ લલના,
મેં તુજ આગળ માહરા, મનવાલી કહી લલના;
પૂરણ રાખો પ્રેમ, વિમાસો શું તમે લલના,
અવસર પામી એકાંતે, વિનવીએ છીએ અમે લલના. ૬

અંતરજામી સ્વામી, અચિરાનંદના લલના,
શાન્તિકરણ શ્રી શાન્તિજી, માનજો વંદના લલના;
તુજ સ્તવનાથી તનમન, આનંદ ઉપન્યો લલના,
કહે મોહન મનરંગ, સુપંડિત રૂપનો લલના. ૭



(૩)

(સંયમ કબહી મીલે સસનેહી પ્યારા હો—એ દેશી.)

સાહિબ કબ મિલે, સસનેહી પ્યારા હો; સા૦ આંકણી.
કાયા કામિની જીઉસેં ન્યારી, એસા કરત વિચારા હો.
સા૦ ૧
સુન સાંઈ જબ આંન મિલાવે, તવ હમ મોહનગારા
હો. સા૦ ૨
મેં તો તુમારી ખિજમતગારી, જૂઠ નહિં જે લારા હો.
સા૦ ૩
શ્રમણ કહે સુન બેણ હમારા, ટારો વિષય વિકારા હો.
સા૦ ૪
સંયમ પાલો નિજ તન ગાલો, લેઈ અનુભવ લારા હો.
સા૦ ૫
પિઉકે સાચે હમ મન માચે, ઘટમેં હોત ઉજારા હો.
સા૦ ૬
કહેના કીના સંયમ લીના, ન રહ્યા કરન ઉધારા હો.
સા૦ ૭
વેદ ઉછેદી જાતિ અભેદી, મેલે શાન્તિ સુધારા હો.
સા૦ ૮
અચિરાનંદન શીતલચંદન, ન્યાયસાગર સુખકારા હો.
સા૦ ૯

( ૪ )

તું પારંગત તું પરમેશ્વર, વાલા મારા, તું પરમારથ વેદી;
તું પરમાતમ તું પુરૂષોત્તમ, તુંહિ અછેદી અવેદીરે.
મનના મોહનીયા, તાહરી કીકી કામણગારીરે,
જગના સોહનીયા. આંકણી૦ ૧
યોગી અયોગી ભોગી અભોગી, વા૦ તુંહીજ કામી અકામી;
તુંહી અનાથ નાથ સહુ જગનો, આતમસંપદરામીરે.
મ૦ ૨
એક અસંખ્ય અનંત અનુચર, વા૦
અકલ સકલ અવિનાશી;
અરસ અવર્ણ અગંધ અફાસી,
તુંહી અપાશી અનાશીરે. મ૦ ૩
સુખ પંકજ ભ્રમરી પરે અમરી, વા૦ તુંહી સદા બ્રહ્મચારી;
સમવસરણ લીલા અધિકારી, તુંહીજ સંયમધારીરે.
મ૦ ૪
અચિરાનંદન અચરિજ એહી, વા૦ કહણી માંહિ ન આવે;
**ક્ષમાવિજય જિન** વચણ સુધારસ,
પીવે તેહીજ પાવેરે. મ૦ ૫



(૫)

(સ્વામી સીમંધરા વિનતિ—એ દેશી.)

શાંતિજિન ચરણકજ સેવના, પાવના પરમ ગુણ ધામરે;
પાપના તાપ શમાવવા, બાવના ચંદન ઠામરે. શાં૦ ૧
નિસિહિ તિગ તિન્નિ પરદક્ષણા, પૂયા તિગ ત્રિવિધ
પરિણામરે;
તિન્નિ મુદ્રા અવસ્થાતિગ, ભાવ વિશદ પરિણામરે.
શાં૦ ૨
ભૂમિકાવાર ત્રય પુંજવી, તિન્નિ અવલંબના તાનરે;
દક્ષિણ વામ પશ્ચિમ દિશે, જોવું નહિ ત્રિવિધ નિધાનરે.
શાં૦ ૩
પાંચ અહિગમ પ્રણિધાન તિમ, અવગ્રહ તિન્નિ દશ
હોયરે;
વંદના તિગ દશાશાતના, છંડિ નિજ કર્મ મલ ધોયરે.
શાં૦ ૪
તામસી રાજસી પરિહરી, સાત્વિકી ભક્તિ સુખ હેતુરે;
શુદ્ધિ સગ ખટ ગુણે શોભતી, રોપતી સમકિત કેતુરે.
શાં૦ ૫
પીઠિકા ધર્મ્મ પ્રાસાદની, પાંચ અડ સત્તર એકવીશરે;
એકસો આઠ ઈત્યાદિકા, કહ્યા ભેદ યોગીશરે. શાં૦ ૬
ભાવથી સેવતા સાધુને, જ્ઞાન દંસણ ચરણ રૂપરે;
અમૃતઅનુષ્ઠાનશું આદરે, તે હોય જિનપદ ભૂપરે.
શાં૦ ૭

# શ્રી શાંતિનાથ સ્વામીની થાય જોડા-૨

(૧)

( શાંતિ સુહંકર સાહિબો—એ દેશી. )

શાન્તિ જિનેસર સમરીએ, જેની અચિરા માય,
વિશ્વસેન કુલ ઉપન્યા, મૃગ લંછન પાય;
ગજપુર નયરીનો ધણી, કંચન વરણી છે કાય,
ધનુષ ચાલીશની દહેડી, લાખ વરસનું આય. ૧
શાન્તિ જિનેસર સોલમા, ચક્રી પંચમ જાણું,
કુન્થુનાથ ચક્રી છઠ્ઠા, અરનાથ વખાણું;
એ ત્રણે ચક્રી સહી, દેખી આણંદુ,
સંજમ લેઈ મુગતે ગયા, નિત્ય ઉઠીને વંદુ. ૨
શાન્તિ જિનેસર કેવલી, બેઠા ધર્મ પ્રકાશે,
દાન શિયલ તપ ભાવના, નર સોહે અભ્યાસે;
એ રે વચન જિનજી તણાં, જેણે હૈડે ધરીયાં,
સુણતાં સમકિત નિર્મલા, નિશ્ચે કેવલ વરીયાં. ૩
સમેતશિખર ગિરિ ઉપરે, જેણે અણુસણુ કીધાં,
કાઉસગ્ગ ધ્યાન મુદ્રા રહી, જેણે મોક્ષજ સિધ્યાં;
જક્ષ ગરૂડ સમરૂં સદા, દેવી નિર્વાણી,
ભવિક જીવ તુમે સાંભલો, રૂષભદાસની વાણી. ૪

[૨]

ગજપુર અવતારા, વિશ્વસેન કુમારા,
અવનીતલે ઉદારા, ચક્રવિ લચ્છી ધારા;
પ્રતિ દિવસ સવારા, સેવિયે શાન્તિ સારા,
ભવજલધિ અપારા, પામીએ જેમ પારા. ૧

જિન ગુણ જસ મલ્લી, વાસના વિશ્વ વલ્લી,
મન સદન ચ સલ્લી, માનવંતી નિસલ્લી;
સકલ કુશલ વલ્લી, ફુલડે વેગ ફુલ્લી,
દુરગતિ તસ દૂલ્લી. તાસદા શ્રી બહુલ્લી. ૨

જિન કથિત વિશાલા, સૂત્ર શ્રેણિ રસાલા,
સકલ સુખ સુખાલા, મેળવા મુક્તિ બાલા;
પ્રવચન પદ માલા, દૂતિકા એ દયાલા,
ઉરધરી સુકુમાલા, મૂકીયે મોહ જાલા. ૩

અતિ ચપલ વખાણી, સૂત્રમાં જે પ્રમાણી,
ભગવતી બ્રહ્માણી, વિઘ્નહંતા નિર્વાણી;
જિનપદ લપટાણી, કોડી કલ્યાણ ખાણી,
**ઉદયરતને** જાણી, સુખદાતા સયાણી. ૪



## શ્રી કુન્થુનાથ સ્વામીનું ચૈત્યવંદન.

કુન્થુનાથ કામિત દીયે, ગજપુરનો રાય;
સિરિ માતા ઉર અવતર્યો, શૂર નરપતિ તાય. ૧
કાયા પાંત્રિશ ધનુષની, લંછન જસ છાગ;
કેવલજ્ઞાનાદિક ગુણા, પ્રણમો ધરી રાગ. ૨
સહસ પંચાણું વરસનું એ, પાલી ઉત્તમ આય;
**પદ્મવિજય** કહે પ્રણમીએ, ભાવે શ્રી જિનરાય. ૩



## શ્રી કુન્થુનાથ સ્વામીના સ્તવન. ૩

(૧)

મનડું કિમહી ન બાજે હો કુન્થુજિન !
મનડું કિમહી ન બાજે;
જિમ જિમ જતન કરીને રાખું,
તિમ તિમ અલગું ભાજે. હો–કુન્થુજિન૦ ૧
રજની વાસર વસતિ ઉજ્જડ, ગયણ પાયાલે જાય;
સાપ ખાયને મુખડું થોથું, એહ ઉખાણો ન્યાય.
હો–કું૦ ૨
મુગતિ તણા અભિલાષી તપીયા, જ્ઞાનને ધ્યાન અભ્યાસે;
વૈરીડું કાંઇ એહવું ચિંતે, નાખે અવળે પાસે. હો–કું૦ ૩

આગમ આગમધરને હાથે, નાવે કિણુવિધ આંકું;
કિહાં કણે જો હઠ કરી હટકું,
તો વ્યાલતણી પરે વાંકું. હો–કું૦ ૪
જો ઠગ કહું તો ઠગતો ન દેખું, શાહુકાર પણ નાંહિ;
સર્વમાંહેને સહુથી અલગું, એ અચિરજ મનમાંહિ.
હો–કું૦ ૫
જે જે કહું તે કાન ન ધારે, આપમતે રહે કાલો;
સુરનર પંડિતજન સમજાવે,
સમજે ન માહરો સાલો. હો–કું૦ ૬
મેં જાણ્યું એ લિંગ નપુંસક, સકલ મરદને ઠેલે;
બીજી વાતે સમરથ છે નર, એહને કોઇ ન જેલે.
હો– કું૦ ૭
મન સાધ્યું તેણે સઘળું સાધ્યું, એહ વાત નહિ ખોટી;
ઇમ કહે સાધ્યું તે નવિ માનું, એ કહી વાત છે મોટી.
હો–કું૦ ૮
મનડું દુરારાધ્ય તેં વશ આણ્યું,
તે આગમથી મતિ આણું;
આનંદઘન પ્રભુ માહરૂં આણો,
તો સાચું કરી જાણું. હો–કું૦ ૯



(૨)

(પર્વ પજુસણ આવીયાંરે લાલ—એ દેશી.)

કુન્થુજિનેસર જાણુજોરે લાલ, મુજ મનનો અભિપ્રાયરે;
જિનેશ્વરમોરા,
તું આતમ અલવેસરૂરે લાલ, રખે તુજ વિરહો થાયરે.
જિ૦
તુજ વિરહો કિમ વેઠીયેરે લાલ, તુજ વિરહો દુઃખ
દાયરે, જિ૦
તુજ વિરહો ન ખમાયરે, જિ૦ક્ષણ વરસાં સો થાયરે, જિ૦
વિરહો મોટી બલાયરે. જિ૦ તુજ૦ એ આંકણી. ૧
તાહરી પાસે આવવુંરે લાલ, પહેલાં ન આવતું દાયરે; જિ૦
આવ્યા પછી જે જાયવુંરે લાલ, તુજ ગુણ વશે ન
સુહાયરે. જિ૦ તુજ૦ ૨
ન મિલ્યાનો ધોખો નહિરે લાલ, જસ ગુણનું નહિ
નાણુરે; જિ૦
મળીયા ગુણ કળીયા પછીરે લાલ, વિછુડત જાયે
પ્રાણુરે. જિ૦ તુજ૦ ૩
જાતિ અંધને દુઃખ નહિરે લાલ, ન લહે નયનનો
સ્વાદરે; જિ૦
નયન સ્વાદ લહી કરીરે લાલ, હાર્યાને વિખવાદરે.
જિ૦ તુજ૦ ૪

બીજે પણુ કિહાં નવિ ગમેરે લાલ, જિણે તુજ વિરહે
બચાયરે; જિ૦

માલતી કુસુમે મ્હાલીયોરે લાલ, [1]મધુપ [2]કરીરે ન
જાય રે. જિ૦ તુજ૦ ૫

વનદવ દાધાં [3]રૂખડાં રે લાલ, [4]પાલ્હવે વલી
વરસાતરે; જિ૦

તુજ વિરહાનલના બલ્યારે લાલ, કાલ અનંત
ગમાતરે. જિ૦ તુજ૦ ૬

ટાઢક રહે તુજ સંગમાંરે લાલ, આકુલતા મિટિજાયરે; જિ૦

તુજ સંગે સુખીયો સદારે લાલ, **માનવિજય**
ઉવજ્ઝાયરે. જિ૦ તુજ૦ ૭



૧–ભમરો ૨–આવશે. ૩–વૃક્ષ ૪–નવપલ્લવ થાય.

( ૩ )

( જિનજી ત્રેવીશમો જિન પાસ—એ દેશી. )

રસિયા કુન્થુજિનેસર કેસર, ભીની દેહડીરે લો,
મોહરા નાથજીરે લો,
રસિયા મન વંછિત વર પૂરણ, સુરતરૂ વેલડીરે લો. મા૦ ૧
રસિયા અંજન રહિત નીરંજન, નામ હિયે ધરોરે લો; મા૦
રસિયા જુગતે કરી મન ભગતે, પ્રભુ પૂજા કરોરે લો. મા૦ ૨
રસિયા શ્રી નંદન આનંદન, ચંદનથી શિરેરે લો; મા૦
રસિયા તાપનિવારણ તારણ, તરણ તરી પરેરે લો. મા૦ ૩
રસિયા મન મોહન જગ સોહન, કોઇ નહિ કિસ્યોરે લો; મા૦
રસિયા કુડા કલિયુગમાંહી, અવર ન કો ઇસ્યોરે લો. મા૦ ૪
રસિયા ગુણ સંભારી જાઉં, બલિહારી નાથનેરે લો; મા૦
રસિયા કોણ પ્રમાદે છાંડે, શિવપુર સાથનેરે લો. મા૦ ૫
રસિયા કાચ તણે કોણ કારણ, નાંખે સુરમણિરે લો; મા૦
રસિયા કોણ ચાખે વિષફલને, મેવા અવગણીરે લો. મા૦ ૬

રસિયા સુરનરપતિ સુત ઠાવે, ચાવે ચિહું દિસેરે લો; મા૦
રસિયા વરસ સહસ પંચાણું, જિન પૃથવી વસેરે લો.
મા૦ ૭
રસિયા ત્રીશ ધનુષ પણ ઉપર, ઉંચપણે પ્રભુરે લો; મા૦
રસિયા ત્રણ ભુવનનો નાથ કે, થઇ બેઠો વિભુરે લો.
મા૦ ૮
રસિયા અજલંછન ગતલંછન, કંચનવાન છેરે લો;
મા૦
રસિયા રિદ્ધિપૂરે દુખ ચૂરે; જેહને ધ્યાનછેરે લો. મા૦ ૯
રસિયા બુધ શ્રી સુમતિવિજય કવિ, સેવક વિનવેરે લો;
રસિયા **રામ** કહે જિનશાસન, નવિ મુકું હવેરે લો.
મા૦ ૧૦

---

## શ્રી કુન્થુનાથ સ્વામીની થોય.

કુન્થુજિન નાથ, જે કરે છે સનાથ.
તારે ભવપાથ, જે ગ્રહી ભવ્ય હાથ;
એહનો તજે સાથ, બાવલ દીયે બાથ,
તરે સુર નર સાથ, જે સુણે એક ગાથ. ૧



## શ્રી અરનાથ સ્વામીનું ચૈત્યવંદન.

નાગપુરે અર જિનવરૂ, સુદર્શન નૃપનંદ;
દેવી માતા જનમીયો, ભવિજન સુખકંદ. ૧
લંછન નંદાવર્ત્તનું, કાયા ધનુષહ ત્રીશ;
સહસ ચોરાશી વરષનું, આયુ જાસ જગીશ. ૨
અરૂજ અજર અજ જિનવરૂએ, પામ્યા ઉત્તમ ઠાણુ;
તસ પદ પદ્મ આલંબતાં, લહીયે પદ નિરવાણુ. ૩



## શ્રી અરનાથ સ્વામીના સ્તવન. ૩

### (૧)

(જગપતિ નાયક નેમિજિણંદ—એ દેશી.)

જગપતિ શ્રી અરજિન જગદીશ, હસ્તિનાગપુર રાજીયો;
જગપતિ રાયસુદર્શન નંદ, મહિમા મહીમાંહે
ગાજીયો. ૧
જગપતિ કંચન વરણુ શરીર, કામિત પૂરણુ સુરતરૂ;
જગપતિ લંછન નંદાવર્ત, ત્રણુ ભુવન મંગલકરૂ. ૨
જગપતિ ખટખંડ ભરત અખંડ, ચક્રવર્તિની સંપદા;
જગપતિ સહસ બત્રીશ ભૂપાલ, સેવિત ચરણુકમલ
સદા. ૩

જગપતિ સોહે સુંદર વાન, ચઉસઠ સહસ અંતેઉરી;
જગપતિ ભોગવી ભોગ રસાલ, જોગદશા ચિત્તમાં
ધરી. ૪
જગપતિ સહસ પુરૂષ સંઘાત, મૃગશિર સુદિ એકાદશી;
જગપતિ સંયમ લીયે પ્રભુ ધીર, ત્રિકરણ યોગે
ઉલ્લસી. ૫
જગપતિ ચોસઠ સુરપતિ તામ, ભક્તિ કરે ચિત્ત ગહગહી;
જગપતિ નાચે સુરવધૂ કોડિ, અંગ મોડી આગળ
રહી. ૬
જગપતિ વાજે નવ નવ છંદ, દેવ વાજિંત્ર સોહામણા;
સુરપતિ દેવદુષ્ય ઠવે ખંધ, પુષ્પવૃષ્ટિ કરે સુર ઘણા. ૭
જગપતિ ધન્ય વેળા ઘડી તેહ, ધન્ય તે સુરનર ખેચરા;
જગપતિ જેણે કલ્યાણક દીઠ, ધન્ય જનમ તે ભવતર્યા. ૮
જગપતિ પ્રભુ પદ **પદ્મની** સેવ, ત્રિકરણ શુદ્ધે જે કરે;
જગપતિ કરીય કરમનો અંત, શુદ્ધરૂપ નિજ તે વરે. ૯



( ૨ )

( માતા મારૂદેવીના નંદ–એ દેશી. )

મ્હેં તો આણા વહેસ્યાંજી, મ્હારારે સાહિબરી
મ્હેં તો આણા વહેસ્યાંજી—આંકણી.

આણા વહેસ્યાં ભક્તિ કરેસ્યાં, રહેસ્યાં નયન હજૂર;
અરજિન આગળ અરજ કરંતાં, લહસ્યાં સુખ મહમૂર.
મ્હેં૦ ૧

[૧]એકને છંડી બેને [૨]ખંડી, [૩]ત્રણશ્યું તોડી નેહ;
[૪]ચારજણાં શિર ચોટ કરીશું, [૫]પણનો આણી છેહ.
મ્હેં૦ ૨

[૬]છ [૭]સત [૮]અડ [૯]નવ [૧૦]દશને ટાલી,
અજુઆલી [૧૧]અગીયાર;
[૧૨]બાર જણાનો આદર કરીશું, [૧૩]તેરનો કરી પરિહાર.
મ્હેં૦ ૩

---

૧—અસંયમ. ૨—રાગદ્વેષ. ૩—ત્રણ દંડ. ૪—ચાર કષાય.
૫—પાચમિથ્યાત્વ. ૬—છકાયનીહિંસા. ૭—સાતભય.
૮—આઠમદ. ૯—નવનિયાણા. ૧૦—કામની દશ અવસ્થા. ૧૧—અગીઆર શ્રાવકની પ્રતિમા. ૧૨—બાર ભાવના. ૧૩—તેર કાઠીયા.

[14]પણ [15]આઠ [16]નવ [17]દશ [18]સત્તર પાલી,
[19]સત્તાવીશ ધરી સાથ;
[20]પચવીશ જાણુસ્યું પ્રીતિ કરીશું,
[21]ચાર ચતુર કરી હાથ. મ્હે૦ ૪
[22]બત્રીશ [23]તેત્રીશને [24]ચોરાશી,
[25]ઓગણીશ દૂર નીવારી;
[26]અડતાલીશનો સંગ તજીશું,
[27]એકાવન દીલધારી. મ્હે૦ ૫
[28]વીશ આરાધી [29]બાવીશ બાંધી, [30]ત્રેવીશનો કરી ત્યાગ;
ચોવીશ જિનનાં ચરણુ નમીને,
પામશું ભવ જલ તાગ. મ્હે૦ ૬
ધ્યાતા ધ્યેયને ધ્યાન સ્વરૂપે, તનમન તાન લગાય;
**ક્ષમાવિજય કવિ** પદકજ મધુકર,
સેવક **જિન** ગુણુ ગાય. મ્હે૦ ૭

---

૧૪—પાંચ મહાવ્રત. ૧૫—આઠ પ્રવચન માતા.
૧૬—નવ બ્રહ્મચર્યની ગુપ્તિ. ૧૭—દશયતિધર્મ. ૧૮—સત્તર પ્રકારે સંયમ. ૧૯—સત્તાવીશ સાધુનાગુણુ. ૨૦—પાંચ મહાવ્રતની પચીશ ભાવના ૨૧—ચારમૈત્ર્યાદિભાવના. ૨૨-બત્રીશ સામાયિકના દોષ. ૨૩—તેત્રીશ ગુરૂની આશાતના. ૨૪—ચોરાશી જિનમંદિરની આશાતના. ૨૫—ઓગણીશ કાઉસગ્ગના દોષ. ૨૬—અડતાલીશ તિર્યંચના ભેદ. ૨૭—એકાવન જ્ઞાનના ભેદ. ૨૮—વીશસ્થાનક. ૨૯—બાવીશ પરિસહ. ૩૦—પાંચ ઇન્દ્રિયના ત્રેવીશ વિષય.

( ૩ )

( ભુલ્યો મન ભમરા તું ક્યાં ભમ્યો—એ દેશી. )

શ્રીઅરનાથજી સાંભળો, સેવકની અરદાસ;
ભવ અટવીમાંહિ હું ભમ્યો, બંધાણો મોહ પાસ. શ્રી૦૧
મોહ રાયના રાજ્યમાં, બહુલું કટક જણાય;
મિથ્યામ્હેતો તિહાં અછે, મંત્રી કુબુદ્ધિ કહાય. શ્રી૦૨
અભગા સિપાઇ અતિ ઘણા, કહેતાં નાવે પાર;
તો પણ અધિકારીતણા, નામ કહું નિરધાર. શ્રી૦૩
ક્રોધ માયા લોભ માન તે, મૂકે ન માહરો સંગ;
મુજ પણ તે છે વાલહા, નવિ મુકું રંગ. શ્રી૦૪
રાગ દ્વેષ દોય મલ્લ મલી, બાંધ્યો બાંહ્ય મરોડ;
હવે પ્રભુ તુમ્હ આગળ રહી, વિનતિ કરૂં કરજોડ. શ્રી૦૫
બંધનમાંહિથી છોડવો, ઉતારો ભવપાર;
હરિહર દેવ સેવ્યા ઘણા, નવિ પામ્યો હું સાર. શ્રી૦૬
સહુસવદન ન સ્તવી શકે, તુજ ગુણ અગમ અપાર;
જિમ રયણાયર રત્નનો, નવિ વિલસે પાર. શ્રી૦૭
આચારજ પંડિત ઘણા, **સત્યવિજય** ગુરૂરાય;
**કપુરવિજય** તસ પાટવી, ભવિજનને સુખદાય. શ્રી૦૮
**ખીમાવિજય** તસ પાટવી, **જિનવિજય** સુપસાય;
પંડિત **ઉત્તમવિજય**નો, **પદ્મવિજય** ગુણગાય. શ્રી૦૯

## શ્રી અરનાથ સ્વામીની થાય.

અર જિનવરરાયા, જેહની દેવી માયા,
સુદર્શન નૃપ તાયા, જાસ સુવર્ણકાયા;
નંદાવર્ત્ત પાયા, દેશના શુદ્ધ દાયા,
સમવસરણ વિરચાયા, ઇન્દ્ર ઇન્દ્રાણી ગાયા. ૧



## શ્રી મલ્લિનાથ સ્વામીનું ચૈત્યવંદન.

મલ્લિનાથ ઓગણીશમા, જસ મિથિલા નયરી;
પ્રભાવતી જસ માવડી, ટાલે કર્મ વયરી. ૧
તાત શ્રીકુંભ નરેસરૂ, ધનુષ પચવીશની કાય;
લંછન કલશ મંગલ કરૂ, નિર્મમ નિરમાય. ૨
વરસ પંચાવન સહસનુંએ, જિનવર ઉત્તમ આય;
પદ્મવિજય કહે તેહને, નમતાં શિવ સુખ થાય. ૩



## શ્રી મલ્લિનાથ સ્વામીનાં સ્તવન. ૩

(૧)

સેવક કિમ અવગણિએ? હો મલ્લિજિન !
એ અબ શોભા સારી;
અવર જેહને આદર અતિ દીયે, તેહને મૂલ નિવારી.
હો–મલ્લિ૦ ૧

જ્ઞાનસ્વરૂપ અનાદિ તમારૂં, તે લીધું તુમે તાણી;
જુઓ અજ્ઞાનદશા રીસાવી, જાતાં કાણુ ન આણી.
હો–મલ્લિ૦ ૨

નિદ્રા સુપન જાગર ઉજાગરતા, તુરીય અવસ્થા આવી;
નિદ્રા સુપન દશા રીસાણી, જાણી ન નાથ મનાવી.
હો–મલ્લિ૦ ૩

સમકિત સાથે સગાઈ કીધી, સપરિવારશું ગાઢી;
મિથ્યામતિ અપરાધણુ જાણી, ઘરથી બાહિર કાઢી.
હો–મલ્લિ૦ ૪

હાસ્ય અરતિ રતિ શોક દુગંછા, ભય પામર કરસાલી;
નોકષાય શ્રેણી ગજ ચઢતાં, શ્વાન તણી ગતિ ઝાલી.
હો–મલ્લિ૦ ૫

રાગ દ્વેષ અવિરતિની પરિણુતિ, એ ચરણમોહના યોદ્ધા;
વીતરાગપરિણુતિ પરિણુમતાં, ઉઠી નાઠા બોદ્ધા.
હો–મલ્લિ૦ ૬

વેદોદય કામા પરિણામા, કામ્ય કરમ સહુ ત્યાગી;
નિઃકામી કરૂણારસસાગર, અનંત ચતુષ્કપદ પાગી.
હો–મલ્લિ૦ ૭

દાન વિઘન વારી સહુજનને, અભયદાન પદ દાતા;
લાભવિઘન જગ વિઘન નિવારક, પરમલાભરસમાતા.
હો–મલ્લિ૦ ૮

વીર્ય વિઘન પંડિત વીર્યે હણી, પૂરણ પદવી જોગી;
ભોગોપભોગ દોય વિઘન નિવારી, પૂરણ ભોગ સુભોગી.
હો–મલ્લિ૦ ૯

ઈમ અઢાર દૂષણ વરજિત તનુ, મુનિજનવૃંદે ગાયા;
અવિરતિરૂપક દોષ નિરૂપણ, નિરદુષણ મન ભાયા.
હો–મલ્લિ૦ ૧૦

ઇણવિધ પરખી મનવિશરામી, જિનવર ગુણ જે ગાવે;
દીનબંધુની મહેરનજરથી, આનંદઘન પદ પાવે.
હો–મલ્લિ૦ ૧૧



[ ૨ ]

પંચમ સુરલોકના વાસીરે, નવ લોકાંતિક સુવિલાસીરે;
કરે વિનતિ ગુણુની રાશી.
મલ્લિજિન ! નાથજી વ્રત લીજે રે,
ભવિજીવને શિવ સુખ દીજે. મલ્લિ૦ ૧
તુમે કરૂણારસ ભંડારરે, પામ્યા છો ભવજલ પાર રે;
સેવકનો કરો ઉદ્ધાર. મલ્લિ૦ ૨
પ્રભુ દાન સંવત્સરી આપે રે, જગના દારિદ્ર દુઃખ કાપે રે;
ભવ્યત્વપણે તસ થાપે. મલ્લિ૦ ૩
સુરપતિ સઘળા મલિ આવેરે, મણિ રયણ સોવન વરસાવેરે;
પ્રભુ ચરણે શીશ નમાવે. મલ્લિ૦ ૪
તીર્થોદક કુંભા લાવેરે, પ્રભુને સિંહાસન ઠાવેરે;
સુરપતિ ભક્તે નવરાવે. મલ્લિ૦ ૫
વસ્ત્રાભરણે શણગારેરે, ફુલ માલા હૃદય પર ધારેરે;
દુખડા ઇન્દ્રાણી ઉવારે. મલ્લિ૦ ૬
મલ્યા સુરનર કોડાકોડી રે, પ્રભુ આગે રહ્યા કરજોડી રે;
કરે ભક્તિ યુક્તિ મદ મોડી. મલ્લિ૦ ૭
મૃગશિર સુદિની અજુઆલી રે,એકાદશી ગુણની આલીરે;
વર્યા સંયમ વધુ લટકાલી. મલ્લિ૦ ૮
દીક્ષા કલ્યાણુક એહ રે, ગાતાં દુઃખ ન રહે રેહ રે;
લહે રૂપવિજય જસ નેહ. મલ્લિ૦ ૯

( ૩ )

સુગુરુ સુણી ઉપદેશ, ધ્યાયે। દિલમેં ધરી હો લાલ, ધ્યા૦
કીધી ભગતિ અનંત, ચવી ચવી ચાતુરી હો લાલ; ચ૦
સેવ્યો રે વિસવાવીશ, ઉલટધરી ઉલસ્યો હો લાલ, ઉ૦
દીઠો નવિ દિદાર, કાંન કિણુહી લસ્યો હો લાલ. કાં૦ ૧

પરમેસરશું પ્રીત, કહો કિમ કીજિઍ હો લાલ, ક૦
નિમેષ ન મેલે મીટ, દોષ કિણુ દીજિએ હો લાલ; દો૦
કોણુ કરે તકસીર, સેવામાં સાહિબા હો લાલ, સે૦
કીજે ન છોકરવાદ, ભગત ભરમાવવા હો લાલ. ભ૦ ૨

જાણ્યું તમારૂં જાણુ—પુરૂષ ન પારિખો હો લાલ, પુ૦
સુગુણ નિગુણનો રાહ, કર્યો શું સારિખો હો લાલ; ક૦
દીધો દીલાસો દીન—દયાલ કહાવશો હો લાલ, દ૦
કરૂણારસભંડાર, બિરૂદ કિમ પાલશો હો લાલ. બિ૦ ૩

શું નિવસ્યા તુમે સિદ્ધિ, સેવકને અવગણી હો લાલ, સે૦
દાખો અવિહડ પ્રીત, જાવા દ્યો ભોલામણી હો લાલ; જા૦
જો કોઇ રાખે રાગ, નિરાગ ન રાખીએ હો લાલ, નિ૦
ગુણઅવગુણની વાત, કહી પ્રભુ ભાખીએ હો લાલ.
ક૦ ૪

અમચા દોષ હજાર, તિકે મત ભાલજ્યો હો લાલ, તિ૦
તુમે છો ચતુરસુજાણ, પ્રીતમ ગુણ પાલજ્યો હો લાલ; પ્રી૦
મલ્લિનાથ મહારાજ, મ રાખો આંતરો હો લાલ, મ૦
દ્યો દરિસણ દીલધાર, મિટે જ્યું ખાંતરો હો લાલ. મિ૦ ૫
મનમન્દિર મહારાજ, વિરાજો દીલ મલી હો લાલ, વિ૦
ચંદ્રાતપ જિમ કમલ, હૃદય વિકસે કલી હો લાલ; હૃ૦
કવિરૂપવિબુધ સુપસાય, કરો અમ રંગરલી હો લાલ, ક૦
કહે **મોહન કવિરાય**, સકલ આશા ફલી હો લાલ. સ૦ ૬



## શ્રી મલ્લિનાથ સ્વામીની થોય.

મલ્લિજિન નમીયે, પૂરવલાં પાપ ગમીએ,
ઇન્દ્રિયગણ દમિયે, આણ જિનની ન ક્રમીયે;
ભવમાં નવિ ભમીયે, સર્વ પરભાવ વમીયે,
જિનગુણમાં રમીયે, કર્મ મલ સર્વ ધમીયે. ૧



## શ્રી મુનિસુવ્રત સ્વામીનું ચૈત્યવંદન.

મુનિસુવ્રત જિન વીશમા, કચ્છપનું લંછન;
પદ્મા માતા જેહુની, સુમિત્ર નૃપ નંદન. ૧
રાજગૃહી નગરી ધણી, વીશ ધનુષ શરીર;
કર્મ નિકાચિત રેણુ વ્રજ, ઉદ્દામ સમીર. ૨
ત્રીશ હજાર વરસતણું એ, પાલી આયુ ઉદાર;
**પદ્મવિજય** કહે શિવ લહ્યા, શાશ્વત સુખ નિરધાર. ૩

## શ્રી મુનિસુવ્રત સ્વામીનાં સ્તવન. ૩

[ ૧ ]

મુનિસુવ્રત કીજે મયારે, મનમાંહિ ધરી મહેર,
મહેર વિહૂણા માનવીરે, કઠિણ જણાયે કહેર;
જિનેસર! તું જગનાયકદેવ, તુજ જગહિત કરવા ટેવ,
બીજા જૂએ કરતાં સેવ. જિ૦ તું૦ ૧
અરહટ ક્ષેત્રની ભૂમિકારે, સીંચે કૃતારથ હોય;
ધારાધર સઘલી ધરારે, ઉદ્ધરવા સજ્જ જોય. જિ૦ ૨
તે માટે અશ્વઉપરેરે, આણી મનમાં મહેર;
આપે આયા આફણીરે, બોધવા ભરૂયચ્ચ શહેર. જિ૦ ૩
અણપ્રારથતા ઉદ્ધર્યારે, આપે કરીય ઉપાય;
પ્રારથતા રહે વિલવતારે, એ કુણ કહીયે ન્યાય. જિ૦ ૪
સંબંધ પણ તુજ મુજ વિચેરે, સ્વામીસેવકભાવ;
**માન** કહે હવે મહેરનોરે, ન રહ્યો અરજ પ્રસ્તાવ. જિ૦ ૫

( ૨ )

( પરમ પુરુષ પરમાતમા સાહિબજી એ–દેશી. )

મુનિસુવ્રતશું મોહની, સાહિબજી,
લાગી મુજ મન જોર હો,
શામલડી સુરતે મન મોહીયો સાહિબજી;
વાલ્હીપણું પ્રભુથી નહિ, સા૦ કલેજાની કોર હો.
શામલડી૦ ૧

અમને પૂરણ પારખું, સા૦ એ પ્રભુ અંગીકાર હો; શા૦
દેખી દિલ બદલે નહિ, સા૦ અમચા દોષ હજાર હો.
શા૦ ૨

નિરગુણ પણ બાંહે ગ્રહ્યા, સા૦ ગિરૂઆ છંડે કેમ
હો; શા૦
વિષધર કાલો કંઠમે, સા૦ રાખે ઇશ્વર જેમ હો.
શા૦ ૩

ગિરૂઆ સાથે ગોઠડી, સા૦ તેતો ગુણનો હેત હો; શા૦
કરે ચંદન નિજ સારીખો, સા૦ જિમ તરૂઅરનો
ખેત હો. શા૦ ૪

જ્ઞાન દશા પરગટ થઇ, સા૦ મુજ ઘટ મલીયો ઇશ
હો; શા૦
**વિમલવિજય** ઉવજ્ઝાયનો, સા૦ **રામ** કહે શુભ
શિષ્ય હો. શા૦ ૫

( ૩ )

( હો પિયુ પંખીડા કાંઈ નારી ગુણાવલી તામજો—એ દેશી. )

હો પ્રભુ મુજ પ્યારા, ન્યારા થયા કેઈ રીતજો,
ઓલગુઆને આલાલુંબન તાહરોરે લો;
હો૦ ભક્તવચ્છલ ભગવંતજો,
આય વસો મન મંદિર સાહેબ માહરેરે લો. ૧

હો૦ ખિણ ન વિસારૂં તુજ જો,
તંબોલીના પત્ર તણી પરે ફેરતોરે લો;
હો૦ લાગી મુને માયા જોરજો,
દીણયર વાસી સુસાહિબ તુમને હેરતોરે લો. ૨

હો૦ તું નિસનેહી જિનરાયજો,
એકપખી પ્રીતલડી કિણપરે રાખીયેરે લો;
હો૦ અંતરગતની મહારાજજો,
વાતલડી વિણ સાહિબ કેહને દાખીયેરે લો. ૩

હો૦ અલખરૂપ થઈ આપજો,
જાઈ વસ્યો શિવમંદિર માંહે તું જઈરે લો;
હો૦ લાધ્યો તુમારો ભેદજો,
સૂત્ર સિદ્ધાંત ગતિને સાહિબ તુમ લહીરે લો. ૪

હો૦ જગજીવન જિનરાયજો,
મુનિસુવ્રત જિન મુજરો માનજો માહરોરે લો;
હો૦ પય પ્રણમી જિનરાયજો,
ભવ ભવ શરણો સાહિબ સ્વામી તાહરોરે લો. ૫
હો૦ રાખશું હૃદય મોઝારજો,
આપોને શામલીયા પદવી તાહરીરે લો;
હો૦ **રૂપવિજયનો** શિષ્યજો,
**મોહનને** મન લાગી માયા તાહરીરે લો. ૬



## શ્રી મુનિસુવ્રત સ્વામીની થોય.

(પાસ જિણંદા વામાનંદા–એ દેશી.)

સુવ્રતસ્વામી આતમરામી, પૂજો ભવિ મનરૂલી,
જિનગુણ થુણીએ પાતક હણીએ, ભાવસ્તવ સાંકલી;
વચને રહીએ જૂઠ ન કહીએ, ટલે ફલવંચકો,
વીર જિણુપાસી સુરીનરદત્તા, વરૂણ જિનાર્ચકો. ૧



## નમિનાથ સ્વામીનું ચૈત્યવંદન.

મિથિલા નયરી રાજીયો, વપ્રાસુત સાચો;
વિજયરાય સુત છોડીને, અવરાં મત રાચો. ૧
નીલકમલ લંછન ભલું, પન્નર ધનુષની દેહ;
નમિ જિનવરનું સોહતું, ગુણગણ મણિગેહ. ૨
દશ હજાર વરસ તણુંએ, પાલ્યું પરગટ આય;
પદ્મવિજય કહે પુણ્યથી, નમીયે તે જિનરાય. ૩



## શ્રી નમિનાથ સ્વામીનાં સ્તવન. ૩

### (૧)

( સોલમા શ્રી જિનરાજ ઓલગ સુણો અમતણી—એ દેશી. )

પરમરૂપ નિરંજન, જનમન રંજણો, લલના,
ભક્તવચ્છલ ભગવંત, તું ભવ ભય ભંજણો; લ૦
જગત જંતુહિતકારક, તારક જગધણી, લ૦
તુજ પદ પંકજ સેવ, હેવા મુજને ઘણી. લ૦ ૧
આવ્યો રાજહજુર, પૂરવ ભગતિ ભરે, લ૦
આપો સેવના આપ, પાપ જિમ સવિ ટલે; લ૦
તુમ સરિખા મહારાજ, મેહેર જો નવિ કરે, લ૦
તો અમ સરિખા જીવના, કારજ કિમ સરે. લ૦ ૨

જગ તારક જિનરાજ, બિરૂદ છે તુમ તણો, લ૦
આપો સમકિતદાન, પરાયા મત ગણો; લ૦
સમરથ જાણી દેવ, સેવના મેં કરી, લ૦
તુંહિજ છે સમરત્થ, તરણ તારણ તરી. લ૦ ૩
મૃગશિર સિત એકાદશી, ધ્યાન શુકલ ધરી, લ૦
ઘાતિકરમ કરી અંત કે, કેવલશ્રી વરી; લ૦
જગ નિસ્તારણ કારણ, તીરથ થાપીયો, લ૦
આતમ સત્તા ધર્મ, ભવ્યને આપીયો. લ૦ ૪
અમવેળા કિમ આજ, વિલંબ કરી રહ્યા, લ૦
જાણો છો મહારાજ, સેવકે ચરણાં ગ્રહ્યા; લ૦
મન માન્યાવિના માહરૂં, નવિ છોડું કદા, લ૦
સાચો સેવક તેહ જે, સેવ કરે સદા. લ૦ ૫
વપ્રામાત સુજાત, કહાવો શું ઘણું, લ૦
આપો ચિદાનંદ દાન, જનમ સફલો ગણું; લ૦
**જિન ઉત્તમ** પદ **પદ્મ**, વિજય પદ દીજીયે, લ૦
**રૂપવિજય** કહે સાહિબ, મુજરો લીજીયે. લ૦ ૬



[ ૨ ]

( એકદિન પુંડરીક ગણધરરે લાલ–એ દેશી. )

નમિયે શ્રી નમિનાથનેરે લાલ, વિજયનરેસરનંદ,
મેરે પ્યારેરે;
અપરાજિતથી આવીયારે લાલ, વપ્રા ઉર અરવિંદ.
મે૦ ન૦ ૧

મૃગશિર સુદિ એકાદશીરે લાલ, નક્ષત્ર અશ્વિની સાર; મે૦
પ્રથમ પ્રહર અઠ્ઠમ તપેરે લાલ, બકુલ તરૂતલે સાર.
મે૦ ન૦ ૨

ઘાતિ કરમ ક્ષયે કેવલીરે લાલ, સત્તર ગણધર જાસ; મે૦
વીશ સહસ મુનિ સાધવીરે લાલ, સહસ એકતાલીશ
ખાસ. મે૦ ન૦ ૩

શ્રાવક એક લક્ષ ઉપરેરે લાલ, સત્તરી સહસ્સ ઉદાર; મે૦
ત્રણ લાખવર શ્રાવિકારે લાલ, અડતાલીશ હજાર. મે૦ન૦૪

પન્નરધનુષ તનુ જેહનુંરે લાલ, દશસહસ વરસનું આય;
મે૦
નીલ કમલ લંછન ભલુંરે લાલ, સમેતગિરિ સિદ્ધ થાય.
મે૦ ન૦ ૫

એકવીશમો જિન જાણીયેરે લાલ, પ્રણમતાં પાતક
જાય; મે૦
**જ્ઞાનવિમલ** પ્રભુ સાનિધેરે લાલ, નામે નવનિધિ થાય.
મે૦ ન૦ ૬

(૩)

(જાત્રા નવાણું કરીએ સલુણા—એ દેશી.)

શ્રી નમિનાથ સોહામણા, નમિયે અતિ આનંદ;
સલુણા સાહિબો૦
અવર દેવ તુમ અંતરો, જિમ સુરતરૂ [1]પિચુમંદ.
સોભાગી સાહિબો૦ ૧
પાચ કાચ મણિ પત્થરા, જિમ દિનકર ખદ્યોત; સ૦
ખીરસિંધુ ને છીલ્લરૂં, જિમ મૃગપતિ મૃગપોત. સો૦ ૨
વપ્રારાણીનંદનો, વિજય નરેસર જાત; સ૦
નીલ કમલ દલ લંછનો, કંચન વાન વિખ્યાત. સો૦ ૩
અરિ નમીયા તિણે કારણે, નામ ઠવ્યું નમિનાથ; સ૦
ગર્ભથકાં મહિમા ઈસ્યો, સો સાહિબ શિવસાથ. સો૦ ૪
તો ધ્યાને અંતર નથી, કિમ રહે નિશ્ચય એહ; સ૦
**ન્યાયસાગર** નમિનાથને, દરિશણ સુખ અછેહ. સો૦ ૫

## શ્રી નમિનાથ સ્વામીની થોય.

(શ્રાવણ સુદિ દિન પંચમીએ—એ દેશી.)

શ્રી નમિનાથ સોહામણા એ, તીર્થપતિ સુલતાન તો,
વિશ્વંભર અરિહા પ્રભુ એ, વીતરાગ ભગવાન તો;
રત્નત્રયી જસ ઉજલી એ, ભાંખે ખટ દ્રવ્ય જ્ઞાન તો,
ભૃકુટી સુર ગંધારિકા એ, **વીર** હૃદય બહુમાન તો. ૧

---

[1] —લીંબડો

## શ્રી નેમિનાથ સ્વામીનાં ચૈત્યવંદન. ૨

(૧)

નેમિનાથ બાવીસમા, અપરાજીતથી આય;
સોરીપુરમાં અવતર્યા, કન્યારાશિ સુહાય. ૧
યોનિ વાઘ વિવેકીને, રાક્ષસ ગણ અદ્ભુત;
[1]રિખ ચિત્રા ચોપનદિન, મૌનવતા મનપૂત. ૨
વેતસ હેઠે કેવલી એ, પંચ સયા છત્રીશ;
વાચંયમ શું શિવવર્યા, વીર નમે નિશદીશ. ૩



(૨)

નેમિનાથ બાવીસમા, શિવાદેવી માય;
સમુદ્રવિજય પૃથ્વીપતિ, જે પ્રભુના તાય. ૧
દશધનુષ્યની દેહડી, આયુ વરસ હજાર;
શંખ લંછન ધર સ્વામીજી, તજી રાજુલ નાર. ૨
સોરીપુરી નયરી ભલી એ, બ્રહ્મચારી ભગવાન;
જિન ઉત્તમ પદ પદ્મને, નમતાં અવિચલ થાન. ૩



---

૧—નક્ષત્ર.

## શ્રી નેમિનાથ સ્વામીનાં સ્તવન. ૫

(૧)

(ઋષભ જિણંદશું પ્રીતડી—એ દેશી.)

પરમાતમ પૂરણકલા, પૂરણગુણ હો પૂરણજન આશ;
પૂરણદ્રષ્ટિ નિહાલીએ, ચિત્ત ધરિયે હો
અમચી અરદાશ. પ૦ ૧

સર્વ દેશ ઘાતી સહુ, અઘાતી હો કરી ઘાત દયાલ;
વાસ કીયો શિવમંદિરે, મોહે વીસરી હો ભમતો
જગજાલ. પ૦ ૨

જગ તારક પદવી લહી, તાર્યા સહિ હો અપરાધી અપાર;
તાત કહો મોહે તારતા, કિમ કિની હો ઇણે અવસર
વાર. પ૦ ૩

મોહ મહામદ છાકથી, હું છકીઓ હો નહિ શુદ્ધિ લગાર;
ઉચિત સહિ ઇણે અવસરે, સેવકની હો કરવી સંભાર.
પ૦ ૪

મોહ ગયે જો તારશો, તિણવેળા હો કહા તુમ ઉપગાર;
સુખવેળા સજ્જન ઘણા, દુઃખવેળા હો વિરલા સંસાર.
પ૦ ૫

પણ તુમ દરિસન જોગથી, થયો હૃદયે હો અનુભવ પ્રકાશ;
અનુભવ અભ્યાસી કરે, દુઃખદાયી હો સહુ કર્મ વિનાશ.
પ૦ ૬

કર્મ કલંક નિવારીને, નિજરૂપે હો રમે રમતારામ;
લહત અપૂરવ ભાવથી, ઇણિ રીતે હો તુમ પદ વિશ્રામ. ૫૦ ૭
ત્રિકરણ જોગે વિનવું, સુખદાયી હો શિવાદેવીનંદ;
**ચિદાનંદ** મનમેં સદા, તુમે આવો હો પ્રભુ
નાણદિણંદ. ૫૦ ૮



( ૨ )

નિરખો નેમિજિણંદને, અરિહંતાજી૦
રાજિમતી કર્યો ત્યાગ; ભગવંતાજી૦
બ્રહ્મચારી સંયમ ગ્રહ્યો, અરિહંતાજી૦
અનુક્રમે થયા વીતરાગ. ભગવંતાજી૦ ૧
ચામર ચક્ર સિંહાસન, અ૦
પાદપીઠ સંયુક્ત; ભ૦
છત્ર ચાલે આકાશમાં, અ૦
દેવ દુંદુભિ વર ઉત્ત. ભગ૦ ૨
સહસ જોયણ ધ્વજ સોહતો, અ૦
પ્રભુ આગલ ચાલંત; ભ૦
કનક કમલ નવ ઉપરે, અ૦
વિચરે પાય ઠવંત. ભગ૦ ૩

ચાર મુખે દીયે દેશના, અ૦
ત્રણ ગઢ ઝાકઝમાલ; ભ૦
કેશ રોમ શ્મશ્રુ નખા, અ૦
વાધે નહિ કોઇ કાલ. ભગ૦ ૪

કાંટા પણ ઉંધા હોય, અ૦
પંચવિષય અનુકૂલ; ભ૦
ષટઋતુ સમકાલે ફળે, અ૦
વાયુ નહિ પ્રતિકૂલ. ભગ૦ ૫

પાણી સુગંધ સુર કુસુમની, અ૦
વૃષ્ટિ હોય સુરસાલ; ભ૦
પંખી દીયે સુપ્રદક્ષિણા, અ૦
વૃક્ષ નમે અસરાલ. ભગ૦ ૬

**જિન ઉત્તમ** પદ **પદ્મ**ની, અ૦
સેવ કરે સુરકોડી; ભ૦
ચાર નિકાયના જઘન્યથી, અ૦
ચૈત્યવૃક્ષ તેમ જોડી. ભગ૦ ૭



( ૩ )

રહો રહો રે યાદવ દો ઘડીયાં, રહો૦
દો ઘડીયાં દો ચાર ઘડીયાં, રહો રહોરે યાદવ દો ઘડીયાં;
શિવામાત મલ્હાર નગીને, કયું ચલીએ હમ વિછડીયાં
રહો૦
યાદવવંશવિભૂષણુ સ્વામી, તુમે આધાર છો અડવડીયાં
રહો૦ ૧
તો બિન ઓરસેં નેહ ન કિનો, ઓર કરનકી આખડીયાં;
રહો૦
ઇતને બિચ હમ છોડ ન જઇએ, હોત બુરાઇ લાજડીયાં
રહો૦ ૨
પ્રીતમ પ્યારે કેહ કર જાનાં, જે હોત હમ શિર બાંકડીયાં
રહો૦
હાથસેં હાથ મિલાદે સાંઈ, ફુલ બિછાઉં સેજડીયાં.
રહો૦ ૩
પ્રેમકે પ્યાલે બહુત મસાલે, પીવત મધુરે સેલડીયાં
રહો૦
સમુદ્રવિજય કુલ તિલક નેમકું, રાજુલ ઝરતી આંખડીયાં
રહો૦ ૪

રાજુલ છોર ચલે ગિરનારે, નેમ યુગલ કેવલ વરીયાં;
રહો૦

રાજિમતી પણ દીક્ષા લીની, ભાવના રંગ રસે ચડીયાં.
રહો૦ ૫

કેવલ લઈ કરી મુગતિ સિધારે, દંપતી મોહન વેલડીયાં;
રહો૦

**શ્રી શુભવીર** અચલ ભઇ જોડી, મોહરાય શિર લાકડીયાં.
રહો૦ ૬



( ૪ )

( સિદ્ધારથનારે નંદન વિનવું–એ દેશી. )

**નેમિ જિનેસર નમિયે નેહશું, બ્રહ્મચારી ભગવાન;**
પાંચલાખ વરસનું આંતરૂં, શ્યામવરણ તનુ વાન. ને૦ ૧

કાર્તિકવદિ બારસ ચવિયા પ્રભુ, માત શિવાદે મલ્હાર;
જનમ્યા શ્રાવણ સુદિ પાંચમદિને, દશધનુ કાયા ઉદાર.
ને૦ ૨

શ્રાવણ સુદિ છઠ્ઠે દીક્ષા ગ્રહી, આસો અમાસેરે નાણ;
આષાઢ સુદિ આઠમે સિદ્ધિ વર્યા, વરસ સહસ આયુ
પ્રમાણ. ને૦ ૩

હરિ પટરાણી શાંબપ્રદ્યુમ્ન વલી, તિમ વસુદેવની નાર;
ગજસુકુમાલ પ્રમુખ મુનિરાજીયા, પહોંચાડ્યા ભવપાર.
ને૦ ૪

રાજિમતી પ્રમુખ પરિવારને, તાર્યો કરૂણારે આણ;
**પદ્મવિજય** કહે નિજ પર મત કરો, મુજ તારો તો
પ્રમાણ. ને૦ ૫



## (૫)

( મારો મુજરો લ્યોને રાજ સાહિબ શાંતિ સલુણા—એ દેશી. )

નેમિ નિરંજન નાથ હમારો, અંજન વર્ણ શરીર;
પણ અજ્ઞાન તિમિરને ટાલે, જીત્યો મનમથ વીર.
**પ્રણમો પ્રેમધરીને પાય, પામો પરમાનંદા;**
**યદુકુલ ચંદા રાય, માત શિવાદે નંદા.**
**આંકણી. ૧**

રાજિમતીશું પૂરવભવની, પ્રીત ભલી પરે પાલી;
પાણિગ્રહણ સંકેતે આવી, તોરણથી રથ વાલી. પ્ર૦ ૨

અબલા સાથે નેહ ન જોડ્યો, તે પણ ધન્ય કહાણી;
એક રસે બિહું પ્રીત થઈતો, કીરતિ કોડ ગવાણી. પ્ર૦૩

ચંદન પરિમલ જિમ જિમ ખીરે, ઘૃત એક રૂપ નવિ અલગાં;
ઇમ જે પ્રીત નિવાહે અહનિશ, તે ધન ગુણશું વલગાં.
પ્ર૦ ૪

ઇમ એકંગી જે નર કરશે, તે ભવ સાયર તરશે;
**જ્ઞાનવિમલ** લીલા તે ધરશે, શિવસુંદરી તસ વરશે. પ્ર૦૫



## શ્રી નેમિનાથ સ્વામીની થોય જોડા. ૨

રાજુલ વરનારી, રૂપથી રતિ હારી,
તેહના પરિહારી, બાલથી બ્રહ્મચારી;
પશુઆં ઉગારી, હુઆ ચારિત્રધારી,
કેવલશ્રી સારી, પામીયા ઘાતી વારી. ૧
ત્રણજ્ઞાન સંયુતા, માતની કૂખે હુંતા,
જનમે [1]પુરુહૂતા, આવી સેવા કરંતા;
અનુક્રમે વ્રત કરંતા, પંચ સમિતિ ધરંતા,
મહીયલ વિચરંતા, કેવલશ્રી વરંતા. ૨
સવિ સુરવર આવે, ભાવના ચિત્ત લાવે,
ત્રિગડું સોહાવે, દેવ છંદો બનાવે;
સિંહાસન ઠાવે, સ્વામીના ગુણ ગાવે,
તિહાં જિનવર આવે, તત્ત્વવાણી સુણાવે. ૩
શાસન સુરી સારી, અંબિકા નામ ધારી,
જે સમકિતિ નર નારી, પાપ સંતાપ વારી;
પ્રભુ સેવાકારી, જાપ જપીએ સવારી,
સંઘ દુરિત નિવારી, **પદ્મને** જેહ પ્યારી. ૪



---

૧–ઇન્દ્રો.

( ૨ )

સુર અસુર વંદિત પાયપંકજ, મયણ મલ્લ અક્ષોભિતં,
ઘન સુઘન શ્યામ શરીર સુંદર, શંખલંછન શોભિતં;
શિવાદેવી નંદન ત્રિજગ વંદન, ભવિક કમલ દિનેશ્વરં,
ગિરનાર ગિરિવર શિખર વંદુ, શ્રી નેમિનાથ જિનેશ્વરં. ૧
અષ્ટાપદે શ્રી આદિજિનવર, વીર પાવાપુરી વરૂ,
વાસુપૂજ્ય ચંપાનયર સિદ્ધા, નેમ રેવા ગિરિવરૂ;
સમેતશિખરે વીશ જિનવર, મુક્તિ પહોતા મુનિવરૂ,
ચોવીશ જિનવર નિત્ય વંદુ, સયલ સંઘ સુહંકરૂ. ૨
અગ્યાર અંગ ઉપાંગ બાર, દશ પયન્ના જાણીયે,
છ છેદ ગ્રંથ પસત્થ સત્થા, ચાર મૂલ વખાણીએ;
અનુયોગ દ્વાર ઉદાર નંદી-સૂત્ર જિનમત ગાઈએ,
વૃત્તિ ચૂર્ણિ ભાષ્ય પિસ્તા-લીશ આગમ ધ્યાઈએ. ૩
દોય દિશિ બાલક દોય જેહને, સદા ભવિયણ સુખકરૂ,
દુઃખહરી અંબા લુંબ સુંદર, દુરિત દોહગ અપહરૂ;
ગિરનાર મંડણ નેમિ જિનવર, ચરણ પંકજ સેવિયે,
શ્રી સંઘ સુપ્રસન્ન મંગલ, કરો તે અંબા દેવીએ. ૪



## શ્રી પાર્શ્વનાથ સ્વામીના ચૈત્યવંદન. ૨

(૧)

આશ પૂરે પ્રભુ પાસજી, ત્રોડે ભવ પાસ;
વામામાતા જનમીયો, અહિ લંછન જાસ. ૧
અશ્વસેન સુત સુખકરૂ, નવ હાથની કાય;
કાશીદેશ વણારશી, પુણ્યે પ્રભુ આય. ૨
એકસો વરસનું આઉખુંએ, પાળી પાસ કુમાર;
**પદ્મ** કહે મુગતે ગયા, નમતાં સુખ નિરધાર, ૩



(૨)

નયરી વણારસીયે થયા, પ્રાણતથી પરમેશ;
યોનિ વ્યાઘ્ર સુહંકરી, રાક્ષસગણ સુવિશેષ. ૧
જન્મ વિશાખાયે થયો, પાર્શ્વ પ્રભુ મહારાય;
તુલારાશિ છદ્મસ્થમાં, ચોરાશી દિન જાય. ૨
ધવતરૂ પાસે પામીયાએ, ખાયિક દૃગ ઉપયોગ;
મુનિ તેત્રીશે શિવવર્યા, વીર અખય સુખ ભોગ. ૩



## શ્રી પાર્શ્વનાથ સ્વામીના સ્તવન. ૫

(૧)

શ્રી પાસજી પ્રગટ પ્રભાવી, તુજ મૂરતિ મુજમન ભાવીરે;
**મનમોહના જિનરાયા, સુરનરકિન્નર ગુણ**
**ગાયારે. મ૦ ટેક**
જે દિનથી મૂરતિ દીઠી, તે દિનથી આપદ નીઠીરે. મ૦ ૧
મટકાળું મુખ સુપ્રસન્ન, દેખત રીઝે ભવિ મન્નરે; મ૦
સમતા રસ કેરાં કચોલાં, નયણાં દીઠે રંગરોલાંરે. મ૦ ૨
હાથે ન ધરે હથીયાર, નહિ જપ માલાનો પ્રચારરે; મ૦
ઉત્સંગે ન ધરે વામા, તેહથી ઉપજે સવિ કામારે. મ૦ ૩
ન કરે ગીત નૃત્યના ચાલા, એતો પ્રત્યક્ષ નટના
ખ્યાલારે; મ૦
ન વજાવે આપે વાજાં, ન ધરે વસ્ત્ર જીરણ સાજાંરે. મ૦૪
ઈમ મૂરતિ તુજ નિરૂપાધિ, વીતરાગપણે કરી સાધીરે; મ૦
કહે **માનવિજય** ઉવજ્ઝાયા, મેં અવલંબ્યા તુજ
પાયારે. મ૦ ૫



( ૨ )

( પ્રથમ જિનેશ્વર પ્રણુમીએ–એ દેશી. )

પરમાતમ પરમેશ્વરૂ, જગદીશ્વર જિનરાજ;
જગ બંધવ જગભાણુ, બલિહારી તુમતણી,
ભવજલધિમાંહિ જહાજ. ૧

તારક વારક મોહનો, ધારક નિજગુણુ ઋદ્ધિ;
અતિશયવંત ભદંત, રૂપાલી શિવવધૂ,
પરણી લહી નિજ સિદ્ધિ. ૨

જ્ઞાન દર્શન અનંત છે, વલી તુજ ચરણુ અનંત;
એમ દાનાદિ અનંત, ક્ષાયિકભાવે થયાં,
ગુણુ તે અનંતાનંત. ૩

બત્રીશ વરણુ સમાય છે, એકજ શ્લોક મોઝાર;
એક વરણુ પ્રભુ! તુજ ન માયે જગતમાં,
કેમ કરી થુણીએ? ઉદાર. ૪

તુજ ગુણુ કોણુ ગણી શકે? જો પણુ કેવલ હોય;
આવિરભાવથી તુજ, સયલ ગુણુ માહરે,
પ્રચ્છન્નભાવથી જોય. ૫

શ્રી પંચાસરા પાસજી! અરજ કરૂં એક તુજ;
આવિરભાવથી થાય, દયાળ! કૃપાનિધિ!
કરૂણા કીજેજી મુજ. ૬

શ્રી જિન! ઉત્તમ તાહરી, આશા અધિક મહારાજ!
પદ્મવિજય કહે એમ લહું શિવનગરીનું,
અક્ષય અવિચલ રાજ. ૭

( ૩ )

પરમ પુરૂષ પરમાતમા! સાહેબજી, પુરીસાદાણી પાસ હો;
**શિવ સુખરા ભ્રમર થાશું-વિનતિ, સાહેબજી.**
અવસર પામી બોલશું, સા૦ સફલ કરો અરદાસ હો.
શિ૦ ૧

દોય નંદન મોહ ભુપરા, સા૦ તેણે કર્યો જગ ધંધોળ
હો; શિ૦
દ્વેષગજેન્દ્ર રાગકેશરી, સા૦ તેહનાં રાણા સોળ હો.
શિ૦ ૨

મિથ્યા મહેતો આકરો, સા૦ કામ કટક શિરદાર હો; શિ૦
ત્રણરૂપ ધરી તેહ રમે, સા૦ હાસ્યાદિક પરિવાર હો.
શિ૦ ૩

મોહ મહીપરા જોરથી, સા૦ જગ સઘલો કર્યો જેર હો;શિ૦
હરિહર સુરનર સહુ નમ્યા, સા૦ જકડી કર્મની ઘેર હો.
શિ૦ ૪

ભવસ્થિતિ ચૌગતિ ચોકમાં, સા૦ લોક કરે પોકાર હો;
શિ૦
આપ ઉદાસી થઇ રહ્યા, સા૦ ઇમ કિમ સરશે કાર્ય હો.
શિ૦ ૫

ક્ષપકશ્રેણીરી ગજઘટા, સા૦ હલકારો અરિહંત હો; શિ૦
નાણ ખડગ મુજ કર દિયો, સા૦ ક્ષણમાં કરૂ અરિઅંત
હો. શિ૦ ૬
કરૂણા નયન કટાક્ષથી, સા૦ રિપુદલ હોય વિસરાલ હો;
શિ૦
**ક્ષમાવિજય જિન** સંપદા, સા૦ પ્રગટે ઝાકઝમાલ
હો. શિ૦ ૭



[ ૪ ]

જિનજી ત્રેવીશમો જિનપાસ, આશ મુજ પૂરવેરે લો,
**માહારા નાથજીરે લો૦**
જિનજી ઇહભવ પરભવ દુઃખ, દોહગ સવિ ચૂરવેરે લો;
મા૦
જિ૦ આઠ પ્રાતિહાર્યશું, જગમાં તું જયોરે લો, મા૦
જિ૦ તાહરા વૃક્ષ અશોકથી, શોક દૂરે ગયોરે લો.
મા૦ ૧
જિ૦ જાનુ પ્રમાણ ગીર્વાણ, કુસુમ વૃષ્ટિ કરેરે લો, મા૦
જિ૦ દિવ્યધ્વનિ સુર પૂરેકે, વાંસલીયે સ્વરેરે લો; મા૦
જિ૦ ચામર કેરી હાર ચલંતી, એમ કહેરે લો, મા૦
જિ૦ જે નમે અમ પરે તે ભવી, ઉર્ધ્વગતિ લહેરે લો.
મા૦ ૨

જિ૦ પાદપીઠ સિંહાસન, વ્યંતર વિરચિયેરે લો, મા૦
જિ૦ તિહાં બેસી જિનરાજ, ભવિક દેશના દિયેરે લો; મા૦
જિ૦ ભામંડલ શિર પૂઠે, સૂર્ય પરે તપેરે લો, મા૦
જિ૦ નિરખી હરખે જેહ, તેહના પાતક ખપેરે લો. મા૦ ૩
જિ૦ દેવદુંદુભિનો નાદ, ગંભીર ગાજે ઘણોરે લો, મા૦
જિ૦ ત્રણ છત્ર કહે તુજકે, ત્રિભુવન પતિપણોરે લો; મા૦
જિ૦ એ ઠકુરાઈ તુજકે, બીજે નવિ ઘટેરે લો, મા૦
જિ૦ રાગી દ્વેષી દેવ કે, તે ભવમાં અટેરે લો. મા૦ ૪
જિ૦ પૂજક નિંદક હોયકે, તાહરે સમપણેરે લો, મા૦
જિ૦ કમઠ ધરણપતિ ઉપર, સમચિત્ત તું ગણેરે લો; મા૦
જિ૦ પણ ઉત્તમ તુજ પાદ-પદ્મ સેવા કરેરે લો, મા૦
જિ૦ તેહ સ્વભાવે ભવ્ય કે, ભવસાયર તરેરે લો.
મા૦ ૫



( ૫ )

સેવો ભવિયણ જિન ત્રેવીશમો, લંછન નાગ વિખ્યાત;
જલધરસુંદર પ્રભુજીની દેહડી, વામા રાણીનો જાત.
સે૦ ૧

ચઉદિશિ ઘોરઘટા ઘનશું મલ્યો, કમઠે રચ્યો જલધાર;
મૂસલધારે જલ વરસે ઘણું, જલ થલનો નહિ પાર. સે૦ ૨
વહાલો મારો વડહેઠે કાઉસગ્ગ રહ્યો, મેરૂતણી પેરે ધીર;
ધ્યાન શુકલ તે મનમાં ધ્યાવતાં, ઉંચા ચડીયાં છે નીર.
સે૦ ૩

અચલ ન ચલીયા પ્રભુજી માહરા, પામ્યા પામ્યા
કેવલ નાણ;
સમોવસરણ સુરકોડિ મલ્યા તિહાં, વાગ્યાં વાગ્યાં
જીત નિશાણ. સે૦ ૪
નવકર ઉંચપણે પ્રભુ ઓપતા, અશ્વસેન રાયના નંદ;
પ્રગટ પરચો પૂરણ પાસજી, દીઠડે હોવે આનંદ. સે૦ ૫
એકશત વરસનું આઉખું ભોગવી,
પામ્યા પામ્યા અવિચલ રિદ્ધિ;
બુધ શ્રી સુમતિવિજયગુરૂ નામથી,
રામ લહે વર સિદ્ધિ. સે૦ ૬



# શ્રી પાર્શ્વનાથ સ્વામીની થોય જોડા-૩

## ( ૧ )

શ્રી પાસ જિણંદા, મુખ પૂનમ ચંદા,
પદયુગ અરવિંદા, સેવે ચોસઠ ઇંદા;
લંછન નાગિંદા, જાસ પાયે સોહંદા,
સેવે ગુણી વૃંદા, જેહથી સુખ કંદા. ૧

જનમથી વર ચાર, કર્મ નાસે અગ્યાર,
ઓગણીશ નિરધાર, દેવે કીધાં ઉદાર;
સવિ ચોત્રીશ ધાર, પુણ્યના એ પ્રકાર,
નમિયે નર નાર, જેમ સંસાર પાર. ૨

એકાદશ અંગા, તેમ બારે ઉવંગા,
ષટ છેદ સુચંગા, મૂલ ચારે સુરંગા;
દશ પઇન્ન સુસંગા, સાંભલો થઈ એકંગા,
અનુયોગ બહુ ભંગા, નંદી સૂત્ર પ્રસંગા. ૩

પાસે યક્ષ પાસો, નિત્ય કરતો નિવાસો,
અડતાલીશ જાસો, સહસ પરિવાર ખાસો;
સહુએ પ્રભુ દાસો, માગતા મોક્ષ વાસો,
કહે પદ્મ નિકાસો, વિઘ્નના વૃંદ પાસો. ૪



( ૨ )

પાસજિણુંદા વામાનંદા, જબ ગરભે ફલી,
સુપના દેખે અર્થ વિશેષે, કહે મઘવા મલી;
જિનવર જાયા સુર હુલરાયા, હુઆ રમણી પ્રિયે,
નેમિરાજી ચિત્ર વિરાજી, વિલોકિત વ્રત લીએ. ૧
વીર એકાકી ચાર હજારે, દીક્ષા ધુર જિનપતિ,
પાસને મલ્લિ ત્રયશત સાથે, બીજા સહુસેં વ્રતી;
ષટ સત સાથે સંયમ ધરતા, વાસુપૂજ્ય જગધણી,
અનુપમ લીલા જ્ઞાન રસીલા, દેજો મુજને ઘણી. ૨
જિનમુખ દીઠી વાણી મીઠી, સુરતરૂ વેલડી,
દ્રાખ વિહાસે ગઇ વનવાસે, પીલે રસ શેલડી;
સાકર સેંતી તરણાં લેતી, મુખે પશુ ચાવતી,
અમૃત મીઠું સ્વર્ગે દીઠું, સુરવધૂ ગાવતી. ૩
ગજમુખ દક્ષો વામન યક્ષો, મસ્તકે ફણાવલી,
ચાર તે બાંહી કચ્છપવાહી, કાયા જસ શામલી;
ચઉકર પ્રૌઢા નાગારૂઢા, દેવી પદ્માવતી,
સોવન કાન્તિ પ્રભુગુણ ગાતી, વીર ઘરે આવતી. ૪



( ૩ )

સકલ સુરાસુર સેવે પાયા, નયરી વાણારસી નામ સોહાયા,
અશ્વસેન કુલ આયા,
દશને ચાર સુપન દીખલાયા, વામાદેવી માતાએ જાયા,
લંછન નાગ સોહાયા;
છપ્પન દિગકુમરી હુલરાયા, ચોસઠ ઇન્દ્રાસન ડોલાયા,
મેરૂ શિખર નવરાયા,
નીલવરણ તનુ સોહે કાયા, શ્રી વિજયસેન સૂરીશ્વરરાયા,
પાસ જિનેશ્વર આયા. ૧

વિદ્રુમ વરણા દોય જિણંદા, દો નીલા દો ઉજ્વલ ચંદા,
દો કાલા સુખ કંદા,
સોલે જિનવર સોવનવર્ણા, શિવપુરવાસી શ્રી પરસન્ના,
જે પૂજે તે ધન્ના;
મહાવિદેહે જિન વિચરંતા, વીશે પૂરા શ્રી ભગવંતા,
ત્રિભુવન તે અરિહંતા,
તીરથ થાનક નામું એ શીષ, ભાવધરીને વિશ્વાવીશ,
શ્રી વિજયસિંહ સૂરીશ. ૨

સાંભળ સખરા અંગ અગીયાર, મન શુદ્ધે ઉપાંગજ બાર,
દશ પયન્ના સાર,
છેદ ગ્રંથ વલી ષટ વિચાર, મૂલ સૂત્ર બોલ્યા જિન ચાર,
નંદી અનુયોગદ્વાર;
પણયાલીસ જિન આગમ નામ, શ્રી જિન અરથે
ભાખ્યા જામ, ગણધર ગુંથે તામ,
શ્રીવિજયસેનસૂરીંદ વખાણે, જે ભવિકા નિજ ચિત્તમાં
જાણે, તસ ઘર લક્ષ્મી આણે. ૩

વિજાપુરમાં થાનક જાણી, મહિમા મ્હોટે તું મંડાણી,
ધરણેંદ્ર ધણીઆણી,
અહનિશ સેવે સુર વૈમાની, પરતો પૂરણ તું સપરાણી,
પૂરવ પુન્ય કમાણી;
સંઘચતુર્વિધ વિઘન નિવારો, પાર્શ્વનાથની સેવા સારો,
સેવક પાર ઉતારો,
શ્રીવિજયસેનસૂરીશ્વરરાયા, શ્રીવિજયદેવગુરૂ
પ્રણમી પાયા, રૂષભદાસ ગુણ ગાયા. ૪



## શ્રી મહાવીર સ્વામીના ચૈત્યવંદન. ૨

(૧)

શ્રી સિદ્ધાર્થ નૃપ કુલ તિલો, ત્રિશલા જસ માત;
હરિ લંછન તનુ સાત હાથ, મહિમા વિખ્યાત. ૧
ત્રીશ વરસ ગૃહવાસ છંડી, લીએ સંયમ ભાર;
બાર વરસ છદ્મસ્થ માન, લહી કેવલ સાર. ૨
ત્રીશ વરસ એમ સવિ મલીએ, બહોંતેર આયુ પ્રમાણ;
દીવાલી દિન શિવ ગયા, કહે નય તે ગુણખાણ. ૩



(૨)

સિદ્ધારથ સુત વંદિયે, ત્રિશલાનો જાયો;
ક્ષત્રિયકુંડમાં અવતર્યો, સુર નરપતિ ગાયો. ૧
મૃગપતિ લંછન પાઉલે, સાત હાથની કાયા;
બહોંતેર વરસનું આઉખું, વીર જિનેશ્વર રાયા. ૨
ક્ષમાવિજય જિનરાયના એ, ઉત્તમગુણ અવદાત;
સાત બોલથી વર્ણવ્યા, પદ્મવિજય વિખ્યાત. ૩



## શ્રી મહાવીર સ્વામીના સ્તવનો. ૧૦

(૧)

શાસન નાયક શિવસુખ–દાયક જિનપતિ, મારાલાલ૦
પાયક જાસ સુરાસુર, ચરણે નરપતિ; મારાલાલ૦
સાયક કંદર્પ કેરાં, જેણે નવિ ચિત્ત ધર્યાં, મારા૦
ઢાયક પાતક વૃંદ, ચરણ અંગીકર્યાં. મારા૦ ૧

ક્ષાયક ભાવે કેવલ, જ્ઞાનદર્શન ધરે, મારા૦
જ્ઞાયક લોકાલોકના, ભાવશું વિસ્તરે; મારા૦
ઘાયક ઘાતિકર્મ, મર્મની આપદા, મારા૦
લાયક અતિશય પ્રાતિ–હાર્યની સંપદા. મારા૦ ૨

કારક ષટ્ક થયાં તુજ, આતમ તત્ત્વમાં, મારા૦
ધારક ગુણ સમુદાય, સયલ એકત્વમાં; મારા૦
નારક નર તિરિ દેવ, ભ્રમણથી હું થયો, મારા૦
કારક જેહ વિભાવ, તેણે વિપરીત ભયો. મારા૦ ૩

તારક તું ભવિજીવને, સમરથ મેં લહ્યો, મારા૦
ઠારક કરૂણારસથી, ક્રોધાનલ દહ્યો; મારા૦
વારક જેહ ઉપાધિ, અનાદિની સહચરી, મારા૦
કારક નિજગુણ રિદ્ધિ, સેવકને બરાબરી. મારા૦ ૪

વાણી એહવી સાંભલી, જિન આગમ તણી, મારા૦
જાણી ઉત્તમ આશ, ધરી મનમાં ઘણી; મારા૦
ખાણી ગુણની તુજ પદ, પદ્મની ચાકરી, મારા૦
આણી હૈયડે હેજ, કરૂં નિજ પદ કરી. મારા૦ ૫

( ૨ )

વીરજિણુંદ જગત ઉપગારી, મિથ્યાધામ નિવારીજી;
દેશના અમૃતધારા વરસી, પરપરિણુતિ સવિ વારીજી.
વી૦ ૧

પાંચમે આરે જેહનું શાસન, દોય હજારને ચારજી;
યુગપ્રધાન સૂરીસર વહેશે, સુવિહિત મુનિ આધારજી.
વી૦ ૨

ઉત્તમ આચારજ મુનિ અજ્જા, શ્રાવક શ્રાવિકા અચ્છજી;
લવણુજલધિમાંહિ મીઠું જલ, પીવે શૃંગીમચ્છજી.વી૦ ૩
દશ અચ્છેરે દુષિત ભરતે, બહુ મતભેદ કરાલજી;
જિન કેવલિ પૂરવધર વિરહે, ફણિસમ પંચમ કાલજી.
વી૦ ૪

તેહનું ઝેર નિવારણ મણિસમ, તુજ આગમ તુજ બિંબજી;
નિશિદીપક પ્રવહણુ જિમ દરીયે, મરૂમાં સુરતરૂલુંબજી.
વી૦ ૫

જૈનાગમ વક્તા ને શ્રોતા, સ્યાદવાદ શુચિ બોધજી;
કલિકાલે પણુ પ્રભુ! તુજ શાસન, વરતે છે અવિરોધજી.
વી૦ ૬

મ્હારે તો સુષમાથી દુષમા, અવસર પુન્યનિધાનજી;
ક્ષમાવિજય જિન વીર સદાગમ, પામ્યો સિદ્ધિ
નિદાનજી. વી૦ ૭

(૩)

આજ જિનરાજ મુજ કાજ સિધ્યાં સવે,
તું કૃપાકુંભ જો મુજ તુઠચો;
કલ્પતરૂ કામઘટ કામધેનુ મિલ્યો,
આંગણે અમીયરસ મેહ વૂઠચો. આજ૦ ૧
વીર તું કુંડપુરનયર ભૂષણુ હુઓ,
રાય સિદ્ધાર્થ ત્રિશલા તનૂજો;
સિંહ લંછન કનક વર્ણ કર સમ તનુ,
તુજ સમો જગતમાં કો ન દૂજો. આજ૦ ૨
સિંહપરે એકલો ધીર સંયમ ગ્રહી,
આયુ બહોંતેર વરસ પૂર્ણ પાલી;
પુરી અપાપાયે નિષ્પાપ શિવવહૂ વર્યો,
તિહાં થકી પર્વ પ્રગટી દીવાલી. આજ૦ ૩
સહસ તુજ ચૌદ મુનિવર મહાસંયમી,
સાહુણી સહસ છત્રીશ રાજે;
યક્ષ માતંગ સિદ્ધાયિકા વરસુરી,
સકલ તુજ ભવિકની ભીતિ ભાંજે. આજ૦ ૪
તુજ વચનરાગ સુખસાગરે ઝીલતો,
પીલતો મોહ મિથ્યાત્વવેલી;
આવિયો ભાવિયો ધરમપથ હું હવે,
દીજિયે પરમપદ હોઈ બેલી. આજ૦ ૫

સિંહ નિશદીહ જો હૃદયગિરિ મુજ રમે,
તું સુગુણલીહ અવિચલ નિરીહો;
તો કુમતરંગ માતંગના યૂથથી,
મુજ નહિ કોઇ લવલેશ બીહો. આજ૦ ૬

ચરણ તુજ શરણમેં ચરણગુણનિધિ ગ્રહ્યા,
ભવતરણ કરણદમ શર્મ દાખો;
હાથ જોડી કહે **જશવિજય** બુધ ઇસ્યું,
દેવ નિજ ભુવનમાં દાસ રાખો. આજ૦ ૭



(૪)

( આમલકી ક્રીડા વર્ણનગર્ભિત–સ્તવન. )

માતા ત્રિશલાનંદ કુમાર, જગતનો દીવોરે,
મારા પ્રાણતણો આધાર, વીર ઘણું જીવોરે;
આમલકી ક્રીડાએ રમતાં, હાર્યો સુર પ્રભુ પામીરે,
સુણજો તે સ્વામી અંતરજામી, વાત કહું શીર નામીરે.
જગ૦ ૧

સુધર્મા દેવલોકે રહેતા, અમો મિથ્યાત ભરાણાંરે;
નાગદેવની પૂજા કરતાં, શીર ન ધરી પ્રભુ આણારે.
જગ૦ ૨

એકદિન ઈંદ્ર સભામાં બેઠા, સોહમપતિ એમ બોલેરે;
ધીરજ બલ ત્રિભુવનનું નાવે, ત્રિશલા બાલક તોલેરે.
જગ૦ ૩

સાચું સાચું સહુસુર બોલ્યા, પણ મેં વાત ન માનીરે;
ફણિધરને લઘુ બાલક રૂપે, રમત રમીયો છાનીરે.
જગ૦ ૪

વર્ધમાન તુમ ધૈરજ મોટું, બલમાં પણ નહિ કાચુંરે;
ગિરૂઆના ગુણ ગિરૂઆ ગાવે, હવે મેં જાણ્યું સાચુંરે.
જગ૦ ૫

એકજ મુષ્ટિ પ્રહારે મારૂં, મિથ્યાત્વ ભાગું જાયરે;
કેવલ પ્રગટે મોહરાયને, રહેવાનું નહિ થાયરે. જગ૦ ૬
આજ થકી તું સાહિબ મારો, હું છું સેવક તાહરોરે;
ક્ષણ એક સ્વામી ગુણ ન વિસારૂં, પ્રાણથકી તું પ્યારોરે.
જગ૦ ૭

મોહ હરાવે સમકિત પાવે, તે સુર સ્વર્ગ સિધાવેરે;
મહાવીર પ્રભુ નામ ધરાવે, ઈંદ્રસભા ગુણ ગાવેરે.
જગ૦ ૮

પ્રભુ મલપંતા નિજ ઘર આવે, સરખા મિત્રે સોહાવેરે;
**શ્રી શુભવીરનું** મુખડું નીરખી, માતાજી સુખ
પાવેરે. જગ૦ ૯

---

(૫)

નારે પ્રભુ નહિ માનું, નહિ માનું અવરની આણુ, નારે૦
માહરે તાહરૂં વચન પ્રમાણુ—નારે પ્રભુ૦ એ આંકણી૦
હરિ હરાદિક દેવ અનેરા, તે દીઠા જગ માંયરે;
ભામિની ભ્રમર ભૃકુટિએ ભૂલ્યા, તે મુજને ન સુહાય.
નારે૦ ૧

કેઈક રાગી ને કેઇક દ્વેષી, કેઈક લોભી દેવરે;
કેઈક મદ માયાના ભરીયા, કેમ કરીએ તસ સેવ.
નારે૦ ૨

મુદ્રા પણ તેહમાં નવિ દીસે પ્રભુ, તુજ માંહેલી તિલ માત્રરે;
જે દેખી દીલડું નવિ રીઝે, શી કરવી તસ વાત. નારે૦ ૩

તું ગતિ તું મતિ તું મુજ પ્રીતમ, તું જીવ જીવન આધારરે;
રાત દિવસ સુપનાંતર માંહિ, તું મારે નિરધાર.
નારે૦ ૪

અવગુણ સહુ ઉવેખીને પ્રભુ, સેવક કરીને નિહાલરે;
જગબંધવ એ વિનતિ મારી, મારાં ભવોભવનાં દુઃખ ટાલ. નારે૦ ૫

ચોવીશમા પ્રભુ ત્રિભુવન સ્વામી, સિદ્ધારથના નંદરે;
ત્રિશલાજીના નાનડીયા પ્રભુ, તુમ દીઠે અતિહિ આણંદ.
નારે૦ ૬

સુમતિવિજય કવિરાયનોરે, રામવિજય કરજોડરે;
ઉપકારી અરિહંતજી માહરા, ભવો ભવના બંધ છોડ.
નારે૦ ૭

[ ૬ ]

( રાગ સારંગ–માતા મારૂદેવીના નંદ–એ દેશી. )

મ્હેં તો નજીક રહેસ્યાંજી, મોરારે સાહેબની મ્હેં તો
સેવા કરસ્યાંજી,
સાહેબની સેવામાં રહેસ્યાં, કરસ્યાં સુખદુઃખ વાત;
આણા વહેસ્યાં શિવસુખ લહેસ્યાં, તજશું દુરગતિ સાથ.
મ્હેં તો૦ ૧

સિદ્ધારથ રાજાનો નંદન, ત્રિશલાદેવી માય;
ચોવીશમા જિનના ગુણ ગાતાં, નિર્મલ કરશું કાય.
મ્હેં તો૦ ૨

બેને મંડી છને છંડી, બોલાવીશું બાર;
પંદર જણને પાસ ન પડશું, તેરને દેશું માર.
મ્હેં તો૦ ૩

બે પાંચ સત્તાવીશ ધરશું, બેંતાલીશે શુદ્ધ;
તેત્રીશ ને ચોરાશી ટાલી, કરશું આતમ શુદ્ધ.
મ્હેં તો૦ ૪

ચાર પાંચ સાત આઠ હણીને, નવશું ધરશું નેહ;
દશ પોતાના દોસ્ત કરીને, એકને દેશું છેહ.
મ્હેં તો૦ ૫

સત્તર પાલી અઢાર અજુઆલી, બાંધીશું બાવીશ;
ત્રેવીશ જણુને દુર કરીને, ચિત્ત ધરશું ચોવીશ.
મ્હેં તો૦ ૬

ચારમાંથી બે પરિહરશું, બેનો આદર કરશું;
એમ જિનની આણા વહીને, ભવસાયરને તરશું.
મ્હેં તો૦ ૭

અંગ વિનાનો સંગ ન કરીએ, તરીએ ભવજલ તીર;
**ઉદયરત્ન કહે ત્રિશલાનંદન, જયજય શ્રી**
**મહાવીર.** મ્હેં તો૦ ૮



(૭)

(સમવસરણ વર્ણન ગર્ભિત–સ્તવન.)

(વંદનાવંદના વંદનારે જિનરાજકું સદામોરી વંદના–એ દેશી.)

એકવાર વચ્છ દેશ આવજો, જિણંદજી!

એકવાર વચ્છદેશ આવજો,

જયંતિને પાય નમાવજો, જિણંદજી! એકવાર૦

વળી સમવસરણ દેખાવજો. જિણંદજી! એકવાર૦ ૧

સમવસરણ શોભા જે દીઠી, ક્ષણ ક્ષણ સાંભરી આવશે; જિ૦

ભૂતલ સુગંધી જલ વરસાવે, ફુલના પગર ભરાવશે. જિ૦ ૨

કનક રતનનો પીઠ કરીને, ત્રિગડાની શોભા રચાવશે; જિ૦

રૂપાનો ગઢને કનક કોસીસાં, વચે વચે રતન જડાવશે. જિ૦ ૩

રયણુગઢે મણિના કોસીસાં, ઝળમગ જયોતિ દીપાવજો; જિ૦

ચાર દુવારે એંસી હજારા, શિવ સોપાન ચડાવજો. જિ૦ ૪

દેવ ચારે કર આયુધધારી, દ્વારે ખડા કરે ચાકરી; જિ૦

દૂર પાસથી એક સમયે વાંદે, જયંતિને લઘુ છોકરી. જિ૦ ૫

સહુસ યોજન ધ્વજ ચાર તે ઉંચા,
    તોરણ આઠ ગઉ વાવડી; જિ૦
મંગળ આઠને ધૂપ ઘટાડી,
    ફુલ માળા કર ફુટડી. જિ૦ ૬
આઠ સુરી બીજે ગઢ દ્વારે,
    રયણ ગઢે ચઉ દેવતા; જિ૦
જાતિ વેર છંડી પશુ પંખી,
    તુજ પદ કમલને સેવતા. જિ૦ ૭
પંચ વરણમયી જલ થલ કેરા,
    ફુલ અમર વરસાવતા; જિ૦
પરષદા સાત તે ઉપર બેસે,
    મુનિ નર નારી દેવતા. જિ૦ ૮
આવશ્યક ટીકાયે પણ ઉત્તર,
    થાયે ન કુસુમ કિલામણી; જિ૦
સાધવી વૈમાનિકની દેવી,
    ઉભી સુણે હોય ચૂરણી. જિ૦ ૯
બત્રીશ ધનુષ અશોક તે ઉંચો,
    ચામર છત્ર ધરાવજો; જિ૦
ચઉ મુખ રયણ સિંહાસન બેસી,
    અમૃત વચણાં સુણાવજો. જિ૦ ૧૦

ધર્મચક્ર ભામંડલ તેજે,
　　મિથ્યા તિમિર હરાવજો; જિ૦
ગણુધર વાણી જબ અમે સુણીએ,
　　તવ દેવછંદે સુહાવજો. જિ૦ ૧૧
દેવતાસુર કવિ સાચું બોલે,
　　જિહાં જાશો તિહાં આવશે; જિ૦
રંભાદિક અપચ્છરની ટોલી,
　　વંદી નમી ગુણ ગાવશે. જિ૦ ૧૨
અંતરજામી દૂરે વિચરો,
　　અમ ચિત્ત ભીંજ્યું જ્ઞાનશું; જિ૦
હૃદયથકી દૂરે જો જાઓ,
　　તો સાચું કરી માનશું. જિ૦ ૧૩
સુલસાદિક નવ જિનપદ દીધાં,
　　અમશું અંતર એવડો; જિ૦
વીતરાગ જો નામ ધરાવો,
　　સહુને સરિખા ત્રેવડો. જિ૦ ૧૪
જ્ઞાન નજરથી વાત વિચારો,
　　રાગ દશા અમ રૂઅડી; જિ૦
સેવક રાગે સાહિબ રીઝે,
　　ધન ધન ત્રિશલા માવડી. જિ૦ ૧૫

તુમ વિણુ સુરપતિ સઘળા તુસે,
    પણુ અમે આમણુદુમણા; જિ૦
**શ્રી શુભવીર** હજુરે રહેતાં,
    ઓચ્છવ રંગ વધામણું, જિ૦ ૧૬



( ૮ )

( જન્મ કુંડલી વિચાર ગર્ભિત. )

( દુનીયાકે સાંઇ મેં બી સેવક તેરા પાયકા—એ દેશી. )

સેવધિ સંચઉ ઘેરિયાં, અલબેલે સાંઇ,
    કયુંરે લગાઓ અતિ બેરિયાં—એ આંકણી૦
દિયે બિના ન ચલે, છોરૂ ન પીછે વલે,
    બાબત આપ ઉછેરિયાં; અલબે૦ કયું૦
ભાગ્ય અતુલ બલી, માગત અટકલી,
    જન્મ બલી ગ્રહ ચારિયાં. અલબે૦ કયું૦ ૧
સંવત પાસ ઈશ, દોશત અડતાલીશ,
    ઉજ્જલ ચૈતર તેરશે; અલબે૦ કયું૦
સાઠ ઘડી ન ઉણી, ઉત્તરા ફાલગુણી,
    મંગલવાર નિશા વસે. અલબે૦ કયું૦ ૨

સિદ્ધિયોગ ઘડી, પજાર ચારે ચરી,
વેલા મુહૂરત ત્રેવીશમે; અલબે૦ કચું૦
લગ્ન મકર વહે, સ્વામી જનમ લહે,
જીવ સુખી સહુ તે સમે. અલબે૦ કચું૦ ૩
ત્રિશલા રાણીયે જાયો, દેવ દેવીએ ગાયો,
સુત સિદ્ધારથ ભૂપકો; અલબે૦ કચું૦
મંગલ કેતુ લગને, રવિ બુધ ચોથે ભવને,
દશમે શનિશ્ચર ઉંચકો. અલબે૦ કચું૦ ૪
પંચમે જીવ રાહૂ, સાતમે વેદ સાહૂ,
કેન્દ્રભુવન ગ્રહ મંડલી; અલબે૦ કચું૦
ભાગ્યભુવન શશી, શુક્ર સંતાન વસી,
મેઘ ધુઆ એક વિજલી. અલબે૦ કચું૦ ૫
ચંદ્રદશા વિપાકી, માસ ભુવન બાકી,
જન્મ દશા શનિ સંજમી; અલબે૦ કચું૦
ગુરૂ મહા દશામેં, કેવલજ્ઞાન પામે,
તા મુખ વાની મેરે દિલ રમી. અલબે૦ કચું૦ ૬
થાવર વિગલમેં, કાલ અનંત ભમે,
મેંભી નિકલિયા સાથમેં; અલબે૦ કચું૦
નારક તિરિગતિ, સુખ ન એક રતિ,
કાલ નિગમિયો અનાથમેં. અલબે૦ કચું૦ ૭

બહોત મેં નાચ નચે, ચિહું ગતિ ચોક બિચે,
    નેકિ ન મિલિઓ નાથજી; અલબેં૦ કયું૦
પોત પ્રકાશ દિયે, આશ નિરાશ કિયે,
    અલગ કિયા મેં આજથી. અલબેં૦ કયું૦ ૮
માનવ ગણુ લહી, તુમ સનમુખ રહી,
    બેર બેર શિવ માગતે; અલબેં૦ કયું૦
બાત ન ઓર કહું, લિયા બિના ન રહું,
    બાલ હઠ્યો રસ લાગતે. અલબેં૦ કયું૦ ૯
નાથ નજર કરી, બેર ન એક ઘડી,
    સદા મગન સુખ લહેરસેં; અલબેં૦ કયું૦
મંગલ તૂરવરા, ગાવત અપછરા,
**શ્રી શુભવીર** પ્રભુ મહેરસેં. અલબેં૦ કયું૦ ૧૦



( ૯ )

( જિનજી મુજ પાપીને તાર–એ દેશી. )

કોડી ગમે ગુન્હા કર્યાજી, વિષય થયો લયલીન;
તે બગસીસ હવે કરોજી, અરિહંત વીર ! અમીન.
જિનેસર ! શાસનનો શણુગાર–
ઓલંગીયા ઓલંભડેજી, મત આણો મનરીશ;
જે પુંઠે સરજ્યા સદાજી, જંપે ઈમ જગદીશ.
જિને૦ :
લળી લળી લટકે પાયે પડુંજી, વળી વળી વિનવું એહ
સમકિત ચિત્ત તિમશું મલ્યોજી, મત મુકાવો તેહ.
જિ૦ :
કહો કેહી પરે કીજીયેજી, વ્હાલો તું વીતરાગ;
ભગતે કાંઈ ન રંજીયેજી, લાલચનો શો લાગ. જિ૦
ધ્યાતા દાતા ધન તણોજી, ત્રાતા તું જિનરાય;
કેવળ લક્ષ્મી વર કરોજી, **મેઘવિજય** ઉવજ્ઝાય.
જિનેસર ! શાસનનો શણુગાર–



( ૧૦ )

વંદુ વીરજિનેસર રાયા, વર્દ્ધમાન સુખદાયાજી;
શાસન નાયક જેહ કહાયા, જગ જસવાદ સવાયાજી.
વં૦ ૧

હરિલંછન કંચનવન કાયા, સિદ્ધારથ નૃપ તાયાજી;
સિદ્ધારથ થયા કર્મ ખપાયા, ત્રિશલા રાણી માયાજી.
વં૦ ૨

લઘુ વયથી જેણે મેરૂ ચલાયા, વીરવેતાલ હરાયાજી;
દુર્દ્ધર મોહજોહ જીતીને, જ્યોતિમેં જ્યોતિ મિલાયાજી.
વં૦ ૩

જસ શાસનથી ખટ દ્રવ્ય પાયા, સ્યાદવાદ સમજાયાજી;
અભિનવ નંદન વનની છાયા, દર્શનજ્ઞાન ઉપાયાજી.
વં૦ ૪

જાસ વજીર છે ગૌતમરાયા, લબ્ધિનિધાન મન ભાયાજી;
ન્યાયસાગર પ્રભુના ગુણગાયા, સુજસ સુબોધ
સવાયાજી. વં૦ ૫



# શ્રી મહાવીર સ્વામીની થોય જોડા-૪

(૧)

જય જય ભવિહિતકર, વીર જિનેશ્વર દેવ,
સુર નરના નાયક, જેહની સારે સેવ;
કરૂણારસ કંદો, વંદો આણંદ આણી,
ત્રિશલા સુત સુંદર, ગુણમણિ કેરો ખાણી. ૧
જસ પંચ કલ્યાણક, દિવસ વિશેષ સુહાવે,
પણ થાવર નારક, તેહને પણ સુખ થાવે;
તે ચ્યવન જનમ વ્રત, નાણ અને નિર્વાણ,
સવિ જિનવર કેરાં, એ પાંચે અહિઠાણ. ૨
જિહાં પાંચ સમિતિ યુત, પંચ મહાવ્રત સાર,
જેહમાં પરકાશ્યા, વલિ પાંચે વ્યવહાર;
પરમેષ્ઠિ અરિહંત, નાથ સર્વજ્ઞને પાર,
એહ પંચ પદે લહ્યો, આગમ અર્થ ઉદાર. ૩
માતંગ સિદ્ધાઇ, દેવી જિનપદ સેવી,
દુઃખ દુરિત ઉપદ્રવ, જે ટાલે નિતમેવી;
શાસન સુખદાઈ, આઇ સુણો અરદાશ,
**શ્રી જ્ઞાનવિમલ** ગુણ, પૂરો વંછિત આશ. ૪



( ૨ )

શાસન નાયક વીરજીએ, પામી પરમ આધાર તો,
રાત્રિ ભોજન મત કરો એ, જાણી પાપ અપાર તો;
ઘુવડ કાગને નાગના એ, તે પામે અવતાર તો,
નિયમ નોકારશી નિત્ય કરો એ, સાંજે કરો ચોવિહાર
તો. ૧
વાસી બોળ ને રિંગણાં એ, કંદમૂળ તું ટાલ તો,
ખાતાં ખોટ ઘણી કહી એ, તે માટે મન વાલ તો;
કાચા દુધ દહિં છાશમાં એ, કઠોળ જમવું વાર તો,
રૂષભાદિક જિન પુજતાં એ, રાગ ધરે શિવનાર તો. ૨
હોલી બળેવ ને નોરતાં એ, પીપળે પાણી મ રેડ તો,
શીલ સાતમનાં વાસી વડાંએ, ખાતાં મોટી ખોડ તો;
સાંભળી સમકિત દૃઢ કરોએ, મિથ્યા પર્વ નિવારતો,
સામાયિક પડિક્કમણું નિત્ય કરો એ, જિનવાણી
જગસાર તો. ૩
ઋતુવંતી અડકે નહિ એ, ન કરે ઘરનાં કામ તો,
તેહના વંછિત પૂરશે એ, દેવી સિદ્ધાયિકા નામ તો;
હિત ઉપદેશે હર્ષ ધરો એ, કોઇ ન કરશો રીશ તો,
કીર્તિકમળા પામશો એ, જીવ કહે તસ શિશ તો. ૪



( ૩ )

ગંધારી મહાવીર જિણંદા, જેને સેવે સુરનર ઇંદા,
દીઠે પરમાનંદા,
ચૈતરસુદિતેરસદિન જાયા, છપ્પન દિગકુમરી ગુણ ગાયા,
હરખ ધરી હુલરાયા;
ત્રીશ વરસ પાલી ઘરવાસ, માગશર વદ દશમી વ્રત જાસ,
વિચરે મન ઉલ્લાસ,
એ જિન સેવો હિતકર જાણી, એહથી લહીએ શિવપટરાણી,
પુન્યતણી એ ખાણી. ૧
રિખભ જિનેશ્વર તેર ભવસાર, ચન્દ્રપ્રભુ ભવ આઠ ઉદાર,
શાન્તિ કુમાર ભવ બાર,
મુનિસુવ્રત ને નેમકુમાર, તે જિનના નવ નવ ભવ સાર,
દશ ભવ પાર્શ્વકુમાર;
સત્તાવીશ ભવ વીરના કહીએ, સત્તરજિનના ત્રણત્રણ
લહીએ; જિન વચને સદ્દહીએ,
ચોવીશ જિનનો એહ વિચાર, એહથી લહીએ ભવનો પાર,
નમતાં જય જયકાર. ૨

વૈશાખ સુદ દશમી લહી નાણ, સિંહાસન બેઠા વર્ધમાન,
ઉપદેશ દે પ્રધાન,
અગ્નિખુણે હવે પર્ષદા સુણીએ, સાધવી વૈમાનિક સ્ત્રી
ગણીએ, મુનિવર ત્યાંહિજ ભણીએ;
વ્યંતર જ્યોતિષી ભુવનપતિ સાર, એહનો નૈઋત્ય
ખુણે અધિકાર, વાયવ્ય ખુણે એની નાર,
ઈશાને સોહીએ નરનાર, વૈમાનિકસુર થઈ પર્ષદા બાર,
સુણે જિનવાણી ઉદાર. ૩

ચક્કેસરી અજિયા દુરિયારિ, કાલી મહાકાલી મનોહારી,
અચ્ચુઅ સંતા સારી,
જ્વાલા સુતારયા અસોયા, સિરિવત્સા વર ચંડા માયા,
વિજયાંકુસી સુખદાયા;
પન્નત્તિ નિવ્વાણી અચ્ચુઆ ધરણી, વૈરૂટદત્ત ગંધારી
અઘહરણી, અંબા પઉમા સુખકરણી,
સિદ્ધાઇ શાસન રખવાલી, **કનકવિજય** બુધ
આનંદકારી, **જસવિજય** જયકારી. ૪



(૪)

વીર જગપતિ જન્મજ થાવે, નંદન નિશ્ચિત શિખર રહાવે,
આઠ કુમારી ગાવે,
અડ ગજદંતા હેઠે વસાવે, રૂચક ગિરિથી છત્રીશ જાવે,
દ્વીપ રૂચક ચઉ ભાવે;
છપ્પન દિગકુમરી હુલરાવે, સૂતી કરમ કરી નિજઘર
પાવે, શક્ર સુઘોષા વજાવે,
સિંહનાદ કરી જ્યોતિષી આવે, ભવન વ્યંતર શંખ પડહે
મિલાવે, સુરગિરિ જન્મ મલ્હાવે. ૧

રૂષભ તેર શશિ સાત કહીજે, શાંતિનાથ ભવ બાર સુણીજે,
મુનિસુવ્રત નવ કીજે,
નવ નેમીશ્વર નમન કરીજે, પાસ પ્રભુના દશ સમરીજે,
વીર સત્તાવીશ લીજે;
અજિતાદિક જિન શેષ રહીજે, ત્રણ્ય ત્રણ્ય ભવ સઘલે
ઠવીજે, ભવ સમકિતથી ગણીજે,
જિનનામ બંધ નિકાચિત કીજે, ત્રીજે ભવ તપ ખંતી
ધરીજે, જિનપદ ઉદયે સીઝે. ૨

આચારાંગ આદે અંગ અગ્યાર, ઉવવાઇ આદે ઉપાંગ તે
બાર, દશ પયન્ના સાર,
છ છેદ સૂત્ર વિચિત્ર પ્રકાર, ઉપગારી મૂલ સૂત્ર તે ચાર,
નંદી અનુયોગદ્વાર;
એ પીસ્તાલીશ આગમ સાર, સુણુતા લહીયે તત્ત્વ ઉદાર,
વસ્તુસ્વભાવ વિચાર,
વિષય ભુજંગિની વિષ અપહાર, એ સમો મંત્ર ન કો
સંસાર, વીરશાસન જયકાર. ૩
નકુલ બીજોરૂ દોયકર ઝાલી, માતંગ સુર શ્યામ કાન્તિ
તેજાલી, વાહન ગજ શુંઢાલી,
સિંહ ઉપર બેઠી રઢીયાલી, સિદ્ધાયિકા દેવી લટકાલી,
હરિતાભા ચાર ભુજાલી;
પુસ્તક અભયા જિમણે ઝાલી, માતુલિંગને વીણા રસાલી,
વામ ભુજા નહિ ખાલી,
શુભ ગુરૂ ગુણ પ્રભુ ધ્યાન ઘટાલી, અનુભવ નેહશું
દેતી તાલી, વીર વચન ટંકશાલી. ૪



# સામાન્ય તીર્થંકરોનાં ચૈત્યવંદન. ૫

## ( ૧ )

જય જય શ્રી જિનરાજ ! આજ, મલીઓ મુજ સ્વામી;
અવિનાશી અકલંક રૂપ, જગ અંતરજામી. ૧

રૂપારૂપી ધર્મદેવ, આતમ આરામી;
ચિદાનંદ ચેતન અચિંત્ય, શિવલીલા પામી. ૨

સિદ્ધ બુદ્ધ તુજ વંદતાં, સકલ સિદ્ધિ વર બુદ્ધ;
**રામ** પ્રભુ ધ્યાને કરી, પ્રગટે આતમ ઋદ્ધ. ૩

કાળ બહુ સ્થાવર ગ્રહ્યો, ભમિયો ભવમાંહી;
વિકલેંદ્રિય એળે ગયો, સ્થિરતા નહિ ક્યાંહી. ૪

તિર્યંચ પંચેંદ્રિયમાંહી દેવ ! કર્મે હું આવ્યો;
કરી કુકર્મ નરકે ગયો, તુમ દરિસણ નવિ પાયો. ૫

એમ અનંત કાલે કરીએ, પામ્યો નર અવતાર;
હવે જગતારક તું મલ્યો, ભવજલ પાર ઉતાર. ૬



( ૨ )

અરિહંત નમો ભગવંત નમો, પરમેસર શ્રીજિનરાજ
નમો;
પ્રથમ જિનેસર પ્રેમે પેખત, સિધ્યાં સઘળાં કાજ નમો.
અ૦ ૧

પ્રભુ પારંગત પરમ મહોદય, અવિનાશી અકલંક નમો;
અજર અમર અદ્ભુત અતિશયનિધિ, પ્રવચન જલધિ-
મયંક નમો. અ૦ ૨

તિહુયણ ભવિયણ જનમનવંછિય—પૂરણ દેવરસાલ
નમો;
લળી લળી પાય નમું હું ભાલે, કરજોડી ત્રિકાલ નમો.
અ૦ ૩

સિદ્ધ બુદ્ધ તું જગજન સજ્જન—નયનાનંદન દેવ નમો;
સકલ સુરાસુર નરવર નાયક, સારે અહનિશ સેવ નમો.
અ૦ ૪

તું તીર્થંકર સુખકર સાહિબ, તું નિષ્કારણ બંધુ નમો;
શરણાગત ભવિને હિતવત્સલ, તુંહિ કૃપારસસિંધુ નમો.
અ૦ ૫

કેવલજ્ઞાનાદર્શે દર્શિત, લોકાલોક સ્વભાવ નમો;
નાશિતસકલકલંકકલુષગણ—દુરિત ઉપદ્રવ ભાવ નમો.
અ૦ ૬

જગ ચિંતામણિ જગગુરૂ જગહિત–કારક જગજનનાથ નમો;
ઘોરઅપારભવોદધિતારણ, તું શિવપુરનો સાથ નમો. અ૦ ૭
અશરણ શરણ નિરાગી નિરંજન, નિરૂપાધિક જગદીશ નમો;
બોધિ દીયો અનુપમ દાનેસર, જ્ઞાનવિમલસૂરીશ નમો. અ૦ ૮

(૩)

પરમાનંદ પ્રકાશ ભાસ, ભાસિત ભવ કીલા;
લોકાલોકને લોકવે, નિત એહવી લીલા. ૧
ભાવ વિભાવ પણે કરી, જેણે રાખ્યો અલગો;
તક્રપરે પય મેળવી, તેહ થકી નવિ વલગો. ૨
તેણી પરે આતમ ભાવને એ, વિમલ કર્યો જેણે પુર;
તે પરમાતમ દેવનું, દિન દિન વધતું નુર. ૩
નામે તો જગમાં રહ્યો, થાપના પણ તિમહી;
દ્રવ્યે ભવમાંહે વસે, પણ ન કળે કિમહી. ૪
ભાવ થકી સવિ એકરૂપ, ત્રિભુવનમેં ત્રિકાલે;
તે પારંગને વંદીએ, ત્રિહું યોગેં સ્વભાલે. ૫
પાલે પાવન ગુણ થકીએ, યોગ ક્ષેમંકર જેહ;
જ્ઞાનવિમલ દર્શન કરી, પૂરણ ગુણ મણિ ગેહ. ૬

(૪)

બાર ગુણ અરિહંત દેવ, પ્રણમીજે ભાવે;
સિદ્ધ આઠ ગુણ સમરતાં, દુઃખ દોહગ જાવે. ૧
આચારજ ગુણ છત્રીસ, પચવીશ ઉવજ્ઝાય;
સત્તાવીસ ગુણ સાધુના, જપતાં સુખ થાય. ૨
અષ્ટોત્તર સય ગુણમલી એ, ઈમ સમરો નવકાર;
**ધીરવિમલ** પંડિત તણો, **નય** પ્રણમે નિત્ય સાર. ૩



(૫)

તુજ મૂરતિને નિરખવા, મુજ નયણાં તરસે;
તુજ ગુણગણને બોલવા, રસના મુજ હરખે. ૧
કાયા અતિ આનંદ મુજ, તુમ યુગપદ ફરસે;
તો સેવક તાર્યો વિના, કહો કિમ હવે સરસે. ૨
એમ જાણીને સાહિબા એ, નેક નજર મોહે જોય;
**જ્ઞાનવિમલ** પ્રભુ સુનજરથી, તે શું જે નવિ હોય. ૩



# શ્રી સામાન્ય તીર્થંકરના સ્તવનો. ૧૦

## ( ૧ )

( જગપતિ નાયક નેમિજિણંદ–એ દેશી. )

જિનપતિ ભવતરૂ ભંગ સમીર, ગુણમણિ મકરાકર ભલો;
જિ૦ ભીમમોહકરિકુંભ, ભેદવા સિંહ તે ગુણનીલો. ૧
જિ૦ ભવદવ ઉપશમ મેઘ, પાપ પંક દૂરે કરૂ;
જિ૦ પદકજ નમિયે સ્વામી, અમલ કલાનો આગરૂ. ૨
જિ૦ પાપપડલ હિમપૂર, હરવા સૂર્ય પરે તપે;
જિ૦ બુદ્ધિ સિદ્ધિનો ગેહ, તુજને સહુ સુરનર જપે. ૩
જિ૦ માયા વેલીનો દાહ, દારૂણ દાવાનલ જયો;
જિ૦ સિદ્ધિ કમલ વરભૃંગ, ઉત્તમ કુલ માંહી થયો. ૪
જિ૦ ભવ તારણ તું દેવ, નારક વારક પ્રભુ જાણીયે;
જિ૦ રામાસંગ વિરક્ત, કરૂણારસ મન આણીયે. ૫
જિ૦ અચલ અસંગ નિરીહ, નિષ્કારણ ઉપગારીયો;
જિ૦ ગરૂડ રાગનાગ સ્વામી, લોભ સાયર ચુલુકારીયો. ૬
જિ૦ કુનય કુસંગ કુવાસ, હાસ મત્સર નગ દારણો;
જિ૦ જનમ જરા રોગ શોક, મરણ મોહરિપુ મારણો. ૭
જિ૦ સાયરસમ ગંભીર, ભવ વિરહો મુજ આપીએ;
જિ૦ સેવક જાણી સ્વામી, સાંસારિક દુઃખ કાપીએ. ૮
જિ૦ સ્તવના કરે સુરરાય, પ્રણમે પાય જિનેસરૂ;
જિ૦ **ઉત્તમવિજયનો** શિષ્ય, **પદ્મવિજય** કહે
સુખકરૂ. ૯

( ૨ )

સકલ સમતા સુરલતાનો, તુંહિ અનોપમ કંદરે;
તું કૃપારસ કનક કુંભો, તુંહિ જિણંદ મુણીંદરે. ૧
પ્રભુ તુંહિ તુંહિ તુંહિ તુંહિ, તુંહિ ધરતા ધ્યાનરે;
તુજ સરૂપી જે થયા તેણે, લહ્યું તાહરૂં તાનરે. પ્ર૦ ૨
તુંહિ અલગો ભવ થકી પણ, ભવિક તાહરે નામરે;
પાર ભવનો તેહ પામે, એહિ અચરિજ ઠામરે. પ્ર૦ ૩
જન્મ પાવન આજ માહરો, નિરખીયો તુજ નૂરરે;
ભવોભવ અનુમોદના જે, હુઓ આપ હજૂરરે. પ્ર૦ ૪
એક માહરો અખય આતમ, અસંખ્યાત પ્રદેશરે;
તાહરા ગુણ છે અનંતા, કિમ કરૂં તાસ નિવેશરે. પ્ર૦ ૫
એક એક પ્રદેશ તાહરે, ગુણ અનંતનો વાસરે;
એમ કરી તુજ સહજ મીલત, હુએ જ્ઞાન પ્રકાશરે.
પ્ર૦ ૬
ધ્યાન ધ્યાતા ધ્યેય એકે, એકી ભાવ હોયે એમરે;
એમ કરતાં સેવ્ય સેવક, ભાવ હોયે ખેમરે. પ્ર૦ ૭
શુદ્ધ સેવા તાહરી જો, હોય અચલ સ્વભાવરે;
**જ્ઞાનવિમલ** સૂરીંદ પ્રભુતા, હોય સુજસ જમાવરે.
પ્ર૦ ૮



(૩)

**મનમાં આવજોરે નાથ, હું થયો આજ સનાથ.**
મન૦

જય જિનેશ નિરંજણો, ભંજણો ભવદુઃખ રાશ;
રંજણો સવિ ભવિચિત્તનો, મંજણો પાપનો પાશ.
મન૦ ૧

આદિ બ્રહ્મ અનુપમ તું, અબ્રહ્મ કીધાં દૂર;
ભવભ્રમ સવિ ભાંજી ગયા, તુંહિ ચિદાનંદ સનૂર.
મન૦ ૨

[૧]વીતરાગ ભાવ ન આવહી, જિહાં લગી મુજને દેવ;
તિહાં લગે તુમ પદકમલની, સેવના રહેજો એ ટેવ.
મન૦ ૩

યદ્યપિ તુમે અતુલબલી, યશવાદ એમ કહેવાય;
પણ કબજે આવ્યા મુજ મને, તે સહજથી ન જવાય.
મન૦ ૪

મન મનાવ્યા વિણુ માહરૂં, કેમ બંધનથી છુટાય;
મનવંછિત દેતાં થકાં કાંઈ, પાલવડો ન ઝલાય. મન૦૫

હઠ બાલનો હોય આકરો, તે લહો છો જિનરાજ;
ઝાઝું કહાવ્યે શું હોવે, ગિરૂઆ ગરીબ નિવાજ. મન૦૬

**જ્ઞાનવિમલ** ગુણથી લહો, સવિ ભવિક મનના ભાવ;
તો અક્ષયસુખ લીલા દિયો, જિમ હોવે સુજશ જમાવ.
મન૦ ૭

---

૧–વીતરાગ ભાવના આવરી–ઇતિ પ્રત્યન્તરે.

( ૪ )

**આજ મ્હારા પ્રભુજી સ્હામું જુઓને,**
સેવક કહીને બોલાવોરે;
એટલે હું મનગમતું પામ્યો, રૂઠડાં બાલ મનાવો.
મોરા સાંઇરે૦ આજ૦ ૧

પતિતપાવન શરણાગતવચ્છલ,
એ જશ જગમાં ચાવો રે;
મન મનાવ્યા વિણ નવિ મુકું, એહિજ માહરો દાવો.
મો૦ આ૦ ૨

કબજે આવ્યા સ્વામી હવે નહિ છોડું,
જિહાં લગે તુમ સમ થાવો રે;
જો તુમ ધ્યાનવિના શિવ લહિએ, તેહીજ દાવ બતાવો.
મો૦ આ૦ ૩

મહાગોપ ને મહાનિર્યામક, એવા એવા બિરૂદ ધરાવો રે;
તો શું આશ્રિતને ઉદ્ધરતાં, ઘણું ઘણું શું કહેવરાવો.
મો૦ આ૦ ૪

**જ્ઞાનવિમલ**ગુરૂનો નિધિ મહિમા, મંગલ એહિ વધાવોરે;
અચલ અભેદપણે અવલંબી, અહનિશ એહિ દિલ
ધ્યાવો. મો૦ આ૦ ૫



(૫)

( સિદ્ધારથ રાજા કુલ તિલોએ-એ દેશી. )

શ્રી જિનવરને વંદનાએ, કરતાં લાભ અનંત તો,
**સ્વામી સોહામણા એ**, ભવ ભયનાં દુઃખ ભાંજવા એ;
સમરથ તુમે ગુણવંતતો. સ્વામી૦
તારક તુમ સમ કોઇ, ન દીઠો ભૂતલે એ-આંકણી૦ ૧
તુમે ઉપકાર ઘણાં કર્યાં એ, કહેતાં નાવે પાર તો;
આ સંસાર બિહામણો એ, ઉતારો તસ પાર તો.
સ્વામી૦ ૨
જાણુ કને શું યાચિયે એ, જે જાણે વિણુ કહ્યે વાત તો;
પણ એમ કહે માગ્યાવિના એ, નવિ પીરસે નિજ
માત તો. સ્વામી૦ ૩
તે માટે હું વિનવું એ, આપો તુમ પદ સેવ તો;
ઢીલ કિશી કરો એવડી એ, દાયક છો સ્વયમેવ તો.
સ્વામી૦ ૪
**જ્ઞાનવિમલ** સુખસંપદા એ, શુભ અનુબંધી જાણુ તો;
અધિક હુવે હવે આજથી એ, પ્રભુ તુમ વચન
પ્રમાણુ તો. સ્વામી૦ ૫



[ ૬ ]

જિણંદા! વ્હે દિન કયું ન સંભારે,
સાહિબ તુમ્હ અમ્હ સમય અનંતો;
એકઠા ઇણે સંસારે. જિ૦ ૧
આપ અજર અમર હોઇ બેઠે, સેવક કરીય કિનારે;
મોટા જેહ કરે તે છાજે, તિહાં કુણ તુમ્હને વારે. જિ૦ ૨
ત્રિભુવન ઠકુરાઇ અબ પાઇ, કહો તુમ્હ હો કુણ સારે;
આપ ઉદાસ ભાવમેં આયેં, દાસકું કયું ન સુધારે. જિ૦ ૩
તુંહિ તુંહિ તુંહિ તુંહિ, તુંહિ જે ચિત્ત ધારે;
યાહિ હેતુ જે આપ સ્વભાવે, ભવજલ પાર ઉતારે.
જિ૦ ૪
**જ્ઞાનવિમલ** ગુણ પરમાનંદે, સકલ સમીહિત સારે;
બાહ્ય અભ્યંતર ઇતિ ઉપદ્રવ, અરિયણ દૂર નિવારે.
જિ૦ ૫



( ૭ )

( મેરે સાહિબ તુમહિ હો પ્રભુ પાસ જિણંદા—એ દેશી. )

જબ જિનરાજ કૃપા હોવે, તબ શિવસુખ પાવે;
અક્ષય અનોપમ સંપદા, નવનિધિ ઘરે આવે. જબ૦ ૧
એસી વસ્તુ ન જગતમાં, જિનસમતા આવે;
સુરતરૂ રવિશશી પ્રમુખ જે, જિન તેજે છીપાવે. જબ૦ ૨
જન્મ જરા મરણા તણા, દુઃખ દુરિત શમાવે;
મનવનમાં જિનધ્યાનનો, જલધર વરસાવે. જબ૦ ૩
ચિંતામણિ રયણે કરી, કુણ કાગ ઉડાવે;
મૂરખ કુણ જિન છોડીને, અવરાકું ધ્યાવે. જબ૦ ૪
ઇલી ભમરી સંગથી, ભમરી પદ પાવે;
**જ્ઞાનવિમલ** પ્રભુ ધ્યાનથી, જિનસમતા આવે. જબ૦૫



(૮)

મેરે સાહિબ તુમ્હહિ હો, જીવન આધારા;
  પાર ન આવે સમરતાં, તુમ્હ ઉપગારા. મેરે૦ ૧
દૂર કરે દુઃખ વિશ્વકો, વરષતી જલધારા;
  તેસે તુમ હમકું ભએ, સમકિત દાતારા. મેરે૦ ૨
તુમ્હ ગુણ સાયરમેં ભલે, હમ ભાવ દુચારા;
  અખય અખંડિત ગુણ ભએ, નહિ ભેદ વિચારા.
    મેરે૦ ૩
હમ ગુણકું કંચન કરે, તુમ્હ ગુણ–રસ–તારા;
  સો કયું તાંબા હોઇગા, ભયા કંચન સારા. મેરે૦૪
તુમ્હ અનંત કેતા કહું, ગુણ અનંત અપારા;
  **જસ** કહે સ્મરણ ભજન થેં, તુમ્હ તારણહારા.
    મેરે૦ ૫



( ૯ )

ભવિ તુમે વંદોરે, અરિહા દેવ જિણુંદા;
ગુણગણ કંદોરે, નમતા જાયે ભવફંદા. આંકણી.૦
જય પરમેશ્વર જગદાનંદન, જય જગવલ્લભ નાથ;
જય ત્રિભુવન એક મંગલ રૂપી, જય તું શિવપુર સાથ.
ભવિ૦ ૧
જય જોગીસર સેવિત પદકજ, જય ઇંદ્રિય ગજ સિંહ;
જય દુર્જય નિર્જિત કંદપ્પડ, જય તું અકલ અબીહ.
ભવિ૦ ૨
જય ભવિકમલ વિકાસન દિનકર, જય સુરનર નતપાય;
જય મનવંછિત પૂરણ સુરગવી, જય તું અમલ અમાય.
ભવિ૦ ૩
જય પારંગત જય નિકલંકી, જય સ્યાદ્વાદ સ્વરૂપ;
જય ગુણ રહિત ગુણાકર સ્વામી, જય અશરીર અરૂપ.
ભવિ૦ ૪
જય પરિષહ ફોજે ઐરાવણ, જય અજરામર દેવ;
જય ભવભયભંજન અવિનાશી, જય સુરતરૂ સમ સેવ.
ભવિ૦ ૫
જય ગતરાગદ્વેષ ગતવેદ, જય ગતરોગ ને શોગ;
જય ગતમાનમત્સરરતિઅરતિ, જય ગતભોગ વિજોગ.
ભવિ૦ ૬

જય સર્વજ્ઞ તથા સર્વદર્શી, જય તું શરણ અનંત;
જય અપુનર્ભવ જય જય નિરૂપમ, જય ભગવંત ભદંત.
ભવિ૦ ૭

જય તું અચલ અનંત અખંડહ, જય અક્ષય અવિકાર;
જય નિજ ગુણ ભોગીને અજોગી, જય તું માર્ગ દાતાર.
ભવિ૦ ૮

જય જગ બંધવ જય જગ રક્ષક, જય નિરીહ નિઃસંગ;
જય શાશ્વત સુખ અવ્યાબાધહ, જય નિજ આતમરંગ.
ભવિ૦ ૯

જય પૂર્ણાનંદી પરમાતમ, જય ચિદ અમૃત ખાની;
જય નિજગુણકર્તા તહ ભોકતા, જય તુજ અકહ
કહાની. ભવિ૦ ૧૦

જય ગુણ અનંત અલ્પ મુજ બુદ્ધિ,
જય જિનવર કેમ કહીએ;
**ઉત્તમ ગુણ જો પદ્મવિજય કહે**, પ્રગટે તો સવિ લહીએ.
ભવિ૦ ૧૧



## ( ૧૦ )

### [ આંગી વર્ણન સામાન્ય જિન સ્તવન. ]

આંગી ચંગી આજની, **સુખ લહીયેરે,**
દેખી શ્રી મહારાજ, **નિર્મલ થઇયેરે;**
કેસર ચંદન અરચિયે, સુ૦ જિન તનુ યે શિરતાજ.
નિ૦ ૧

વચે વચે રત્ન જડીજીયે, સુ૦ કંઠ અમુલખ હાર; નિ૦
કંચનમય મુગટ શિરે, સુ૦ રત્નજડિત જયકાર. નિ૦૨
ઇણિ પરે જિન આંગી રચી, સુ૦ ભાવો ભાવન સાર;
નિ૦
ત્રણ અવસ્થા ભાવિયે, સુ૦ તાર તાર મુજ તાર.
નિ૦ ૩

પિંડસ્થ પદસ્થથી, સુ૦ ત્રીજી રૂપાતીત; નિ૦
છદ્મસ્થા કેવલિપણું, સુ૦ સિદ્ધ ક્રમેણ પ્રતીત. નિ૦ ૪
બાલક રાજ્ય શ્રમણપણું, સુ૦ છદ્મસ્થા ત્રણ ભેદ; નિ૦
કહે **શુભવીર** સદા હોજ્યો, સુ૦ જિનથી મુજ
નિરવેદ. નિ૦ ૫



# શ્રી સામાન્ય જિનની થોય. ૨

(૧)

છત્ર ત્રય ચામર, તરૂ અશોક સુખકાર,
દિવ્ય ધ્વનિ દુંદુભિ, ભામંડલ ઝલકાર;
સુર કુસુમ વૃષ્ટિ વર, ભદ્રાસન અતિસાર,
એહ પ્રાતિહાર્ય જસ, તે જિન વંદુ ઉદાર. ૧



(૨)

એકાદશ જસ અતિશય પ્રગટે, કર્મ કલંક ઉચ્છેદેજી,
તિમ ઓગણીશ કરે શુભઅતિશય, સુરસમુદાય
અખેદેજી;
જન્માતિશય ચઉર સંયુતએ, અતિશય ચોત્રીશ ભેદેજી,
તેહશું જેહ બિરાજે જિનવર, પ્રણમું તેહ ઉમેદેજી. ૧



## શ્રી પંચ પરમેશ્વરનું સ્તવન.

પંચ પરમેશ્વરા પરમ અલવેસરા,
વિશ્વ વાલેસરા વિશ્વવ્યાપી;
ભક્તવત્સલ પ્રભુ ભક્ત જન ઉદ્ધરી,
મુક્તિપદ જે વર્યા કર્મ કાપી. પંચ૦ ૧
વૃષભ અંકિત પ્રભુ વૃષભજિન વંદીએ,
નાભિમરૂદેવીનો નંદ નીકો;
ભરતને બ્રાહ્મીના તાત ભુવનાંતરે,
મોહમદ ગંજણો મુક્તિ ટીકો. પંચ૦ ૨
શાન્તિ પદ આપવા શાન્તિ પદ થાપવા,
અદ્ભુત કાન્તિ પ્રભુ શાન્તિ સાચો;
મૃગાંક પારાવત સેનથી ઉદ્ધરી,
જગતપતિ જે થયો જગત જાચો. પંચ૦ ૩
નેમિ બાવીશમા શંખલંછન નમું,
સમુદ્રવિજય અંગજ અનંગ જીતી;
રાજકન્યા તજી સાધુ મારગ ભજી,
જીત જેણે કરી જગ વિદીતી. પંચ૦ ૪
પાસ જિનરાજ અશ્વસેનકુલ ઉપનો,
જનની વામા તણો જેહ જાયો;
આજ ખેટકપુરે કાજ સિદ્ધાં સવે,
ભીડભંજન પ્રભુ જે કહાયો. પંચ૦ ૫

વીર મહાવીર સર્વવીરશિરોમણિ,
રણુવટ મોહભટ માન મોડી;
મુક્તિગઢ આસીઓ જગત ઉપાસીઓ,
તેહ નિત્ય વંદીએ હાથ જોડી. પંચ૦ ૬
માત ને તાત અવદાત એ જિન તણાં,
ગામ ને ગોત્ર પ્રભુ નામ થુણુતાં;
**ઉદયવાચક** વદે ઉદય પદ પામીએ,
ભાવે જિનરાજની કીર્તિ ભણુતાં. પંચ૦ ૭

## શ્રી સિદ્ધ પરમાત્માનું સ્તવન.

સિદ્ધની શોભારે શી કહું—એ આંકણી.
સિદ્ધ જગત શિર શોભતા, રમતા આતમરામ;
લક્ષ્મી લીલાની લહેરમાં, સુખિયા છે શિવઠામ. સિ૦ ૧
મહાનંદ અમૃતપદ નમો, સિદ્ધિ કૈવલ્ય નામ;
અપુનર્ભવ બ્રહ્મપદ વલી, અક્ષય સુખ વિસરામ. સિ૦૨
સંશ્રેય નિશ્રેય અક્ષરા, દુઃખ સમસ્તની હાણુ;
નિર્વૃત્તિ અપવર્ગતા, મોક્ષ મુગતિ નિરવાણુ. સિ૦ ૩
અચલ મહોદય પદ લહ્યું, જોતાં જગતના ઠાઠ;
નિજ નિજ રૂપેરે જુજુઆ, વીત્યાં કર્મ તે આઠ.
સિ૦ ૪
અગુરૂલઘુ અવગાહના, નામે વિકસે વદન્ન;
**શ્રીશુભવીર**ને વંદતાં, રહિયે સુખમાં મગન્ન. સિ૦ ૫

# શ્રી વિહરમાન ભગવાનનાં ચૈત્યવંદનો. ૩

(૧)

શ્રી સીમંધર જગધણી, આ ભરતે આવો;
કરૂણાવંત કરૂણા કરી, અમને વંદાવો. ૧
સકલ ભક્ત તુમે ધણી, જો હોવે અમ નાથ;
ભવોભવ હું છું તાહરો, નહિ મેલું હવે સાથ. ૨
સયલ સંગ છંડી કરીએ, ચારિત્ર લઈશું;
પાય તુમારા સેવિને, શિવરમણી વરીશું. ૩
એ અલજો મુજને ઘણો એ, પુરો સીમંધર દેવ;
ઇહાં થકી હું વિનવું, અવધારો મુજ સેવ. ૪



(૨)

શ્રી સીમંધર વીતરાગ, ત્રિભુવન તુમે ઉપગારી;
શ્રી શ્રેયાંસપિતાકુલે, બહુ શોભા તુમારી. ૧
ધન્ય ધન્ય માતા સત્યકી, જેણે જાયો જયકારી;
વૃષભ લંછને વિરાજમાન, વંદે નર નારી. ૨
ધનુષ પાંચસે દેહડીએ, સોહીએ સોવનવાન;
કીર્તિવિજય ઉવજ્ઝાયનો, વિનય ધરે તુમ ધ્યાન. ૩



( ૩ )

સીમંધર પરમાતમા, શિવસુખના દાતા;
પુકખલવઈ વિજયે જયો, સર્વ જીવના ત્રાતા. ૧
પૂર્વવિદેહ પુંડરીકગિણી, નયરીએ સોહે;
શ્રી શ્રેયાંસ રાજા તિહાં, ભવિયણના મન મોહે. ૨
ચૌદ સુપન નિર્મલ લહી, સત્યકી રાણી માત;
કુંથુ અર જિન અંતરે, સીમંધર જિન જાત. ૩
અનુક્રમે પ્રભુ જનમિયા, વલી યૌવન પાવે;
માતપિતા હરખે કરી, રૂકિમણી પરણાવે. ૪
ભોગવી સુખ સંસારનાં, સંયમ મન લાવે;
મુનિસુવ્રત નમિ અંતરે, દીક્ષા પ્રભુ પાવે. ૫
ઘાતિકર્મનો ક્ષય કરી, પામ્યા કેવલ નાણ;
વૃષભ લંછને શોભતા, સર્વ ભાવના જાણ. ૬
ચોરાશી જસ ગણધરા, મુનિવર એકસો ક્રોડ;
ત્રણ ભુવનમાં જોવતાં, નહિ કોઈ એહની જોડ. ૭
દશ લાખ કહ્યા કેવલી, પ્રભુજીનો પરિવાર;
એક સમય ત્રણ કાલના, જાણે સર્વ વિચાર. ૮
ઉદય પેઢાલ જિનાંતરે એ, થાશે જિનવર સિદ્ધ;
**જસવિજય** ગુરૂ પ્રણમતાં, શુભ વાંછિત ફલ લીધ. ૯





# શ્રી વિહરમાન ભગવાનનાં સ્તવનો. ૨૦

## ( ૧ )

### ( શ્રી સીમંધર જિન સ્તવન. )

(મેરે સાહિબ તુમહિ હો, પ્રભુ પાસ જિણંદા—એ દેશી.)

શ્રી સીમંધર વિનતિ, સુણુ સાહિબ મેરા;
અહનિશ તુમ ધ્યાને રહું, મેં ફરજન તેરા. શ્રીસી૦ ૧
ભાવ ભક્તિશું વંદના, કરૂં ઉઠી સવેરા;
ભવદુઃખસાગર તારીએ, જિમ હોય તુમ નેરા.
શ્રીસી૦ ૨
અંતર રવિ જબ પ્રગટીયા, પ્રભુ તુમ ગુણ કેરા;
તવ હમ મન નિર્મલ ભયા, મિટ્યા મોહ અંધેરા.
શ્રીસી૦ ૩
તારક તુમ વિણુ અવર કો, કહો કવણ ભલેરા;
તે પ્રભુ હમકું દાખવો, કરૂં તાસ નિહોરા. શ્રીસી૦ ૪
નય નિતુ નેહે નિરખીયે, પ્રભુ અબકી વેરા;
બોધિબીજ મોહે દીજિએ, કહું કહા બહુ તેરા. શ્રીસી૦ ૫



## ( ૨ )

### ( શ્રી સીમંધર જિન સ્તવન. )

( તુમે બહુ મિત્રીરે સાહિબા—એ દેશી. )

શ્રી સીમંધર સાહિબા, ધરજો ધરમ સનેહ;
સેવક રસિયો સેવાતણો, હું છું તુમ પદ ખેહ.
શ્રીસી૦ ૧

વહાલા તુમે વસ્યા વેગળા, છો અમ્હ હિયડા હજૂર;
તિણુથી તિમિર દુરે ગયા, ઉગ્યો અનુપમ સૂર.
શ્રીસી૦ ૨

નયણે પ્રીતિ જે દાખવે, તે સંયોગ સંબંધ;
અંતર અંતર વિણુ જિકે, મિલીયા પરમ તે બંધુ.
શ્રીસી૦ ૩

પુકખલવઇ વિજયા જિહાં, નયરી પુડરીકિણીમાંહિ;
વિચરે તિહાં સહુ ઇમ કહે, પણુ તે નિયતિ ન પ્રાહિ.
શ્રીસી૦ ૪

વિજયા મુજ શુદ્ધ ચેતના, ભક્તિ નયરી નિરૂપાધિ;
તિહાં વિચરે મુજ સાહિબો, જિહાં સુખ સહજ સમાધિ.
શ્રીસી૦ ૫

એકતારી તોહિ ઉપરે, મેં તો કીધી રે સ્વામ;
લોકપ્રવાહથી જે બીહે, તેહના ન સરે રે કામ. શ્રીસી૦૬

જિણુદિનથી તુમ્હે ચિત્ત વસ્યા, નાવે અવર કો દાય;
**જ્ઞાનવિમલ** સુખસંપદા, અધિક અધિક હવે થાય.
શ્રીસી૦ ૭

( ૩ )

( શ્રી સીમંધર સ્વામીનું સ્તવન. )

તારી મૂરતિએ મન મોહ્યુંરે, મનના મોહનીયા,
તારી સૂરતિએ જગ સોહ્યુંરે, જગના જીવનીયા;
તુમ જોતાં સવિ દુરમતિ વિસરી, દિન રાતડી નવિ જાણી,
પ્રભુ ગુણગણ સાંકળશું બાંધ્યું, ચંચળ ચિત્તડું તાણી રે.
મનના૦ ૧

પહેલાં તો એક કેવલ હરખે, હેજાળુ થઇ હળિયો;
ગુણ જાણીને રૂપે મિલીઓ, અભ્યંતર જઇ ભળિયો રે.
મનના૦ ૨

વીતરાગ ઇમ જસ નિસુણીને, રાગી રાગ કરેહ;
આપ અરૂપી રાગ નિમિત્તે, દાસ અરૂપ ધરેહ રે.
મનના૦ ૩

શ્રી સીમંધર તું જગબંધુ, સુંદર તાહરી વાણી;
મંદર ભૂધર અધિક ધીરજધર, વંદે તે ધન્ય પ્રાણીરે.
મનના૦ ૪

શ્રી શ્રેયાંસ નરેસર નંદન, ચંદન શીતલવાણી;
સત્યકીમાતા વૃષભલંછન પ્રભુ,
**જ્ઞાનવિમલ** ગુણ ખાણી રે. મનના૦ ૫

( ૪ )

( શ્રી સીમંધર જિન સ્તવન. )

(વંદના વંદના વંદનારે જિનરાજકું સદા મેરી વંદના–એ દેશી.)

ધ્યાનમાં ધ્યાનમાં ધ્યાનમાં રે, જિનરાજ લિયા
મેં ધ્યાનમાં,
અબ કહેશું વાત તે કાનમાં રે; જિ૦
પ્રભુ સમજાવીશું સાનમાંરે, જિ૦
અમે રમશું અંતરજ્ઞાનમાંરે. જિન૦ એ આંકણી૦

ગુણ અનંત અનંત બિરાજે,
સીમંધર ભગવાનમાંરે; જિ૦
દોષ અઢાર ગયે પ્રભુ તુમચે,
વરસ્યો સુખ નિરવાણમાંરે. જિ૦ ૧

દેવ! દેવ જગ કેઇ કહાવે,
માચે વિષય વિકારમાંરે; જિ૦
પરખી નાણું જે જગ લેશે,
તે સુખીયો સંસારમાંરે. જિ૦ ૨

વનિતાવશે ઇશ્વિર પણ નાચ્યો,
(?) રૌદ્ર નિધન વેશ્યા ન માંરે; જિ૦
વેદ ચાર પણ ચિહું મુખ નાઠે,
જડ ગુણ સરજા સાનમાંરે. જિ૦ ૩

સીતા વિણુ ગ્રહી વનતરૂ ભંજ્યાં,
રૂપ કપિ હનુમાનમાંરે; જિ૦
કંસારિ પમુહા જગ દેવા,
જે ફરીયા તોફાનમાંરે. જિ૦ ૪
તે તો રાગી તું વીતરાગી,
અંતર બહુલ વિચ્ચાનમાંરે; જિ૦
રત્નોપલ ખજુઓ ખગ અંતર,
અજ્ઞાની વિજ્ઞાનમાંરે. જિ૦ ૫
ઉત્તમ થાનક હીરો પાવે,
વયરાગરકી ખાનમાંરે; જિ૦
શરણ હુઓ અબ મુજ બલીયાકો,
કર્મ કઠીન ગત રાનમાંરે. જિ૦ ૬
દૂર રહ્યા પણ અનુભવ મિત્રે,
મનમંદિર મેલાનમાંરે; જિ૦
તુમ સંગે શિવપદ લહું કંચન,
ત્રાંબુ રસ વેધાનમાંરે. જિ૦ ૭
મોહ સુભટ દુરદંત હઠીકું,
અંતર બલ શુભ ધ્યાનમાંરે; જિ૦
**વીરવિજય** કહે સાહિબ સાનિધે,
જિત લિયો મેદાનમાંરે. જિ૦ ૮

(૫)

( શ્રી સીમંધર જિન સ્તવન. )

( ઋષભ જિણંદશું પ્રીતડી–એ દેશી. )

શ્રી સીમંધર સાહિબા,
સુણો સંપ્રતિ હો ભરત ખેત્રની વાત કે;
અરિહા કેવલી કો નહિ,
કેને કહીયે હો મનના અવદાત કે. શ્રી૦ ૧

ઝાઝું કહેતાં જુગતું નહિ,
તુમ સોહે હો જગ કેવલનાણ કે;
ભુખ્યાં ભોજન માગતાં,
આપે ઉલટ હો અવસરના જાણ કે. શ્રી૦ ૨

કહેશ્યો તમે જુગતા નહિ,
જુગતાને હો વલી તારે સાંઈ કે;
યોગ્ય જનનું કહેવું કિસ્યું,
ભાવહીનને હો તારો ગ્રહી બાંહિ કે. શ્રી૦ ૩

થોડુંહી અવસરે આપીયે,
ઘણાની હો પ્રભુ છે પછે વાત કે;
પગલે પગલે પાર પામીયે,
પછે લહીયે હો સઘલા અવદાત કે. શ્રી૦ ૪

મોડું વેલું તમે આપશો,
બીજાનો હો હું ન કરૂં સંગ કે;
શ્રી **વીરવિમલ** ગુરૂ શિષ્યનો,
રાખીજે હો પ્રભુ અવિચલ રંગ કે. શ્રી૦ ૫

( ૬ )

## ( શ્રી સીમંધર જિન વિનતિ. )

( સુણુ જિનવર શેત્રુંજા ધણીજી—એ દેશી. )

સુણુ સીમંધર સાહિબાજી, શરણાગત પ્રતિપાલ;
સમરથ જગજન તારવાજી, કર માહરી સંભાલ. ૧
કૃપાનિધિ, સુણુમોરી અરદાસ, હું ભવે ભવે તુમચો દાસ; કૃ૦
તાહરો છે વિશ્વાસ, કૃ૦ પૂરો અમારી આશ. કૃ૦ ૨
હું અવગુણનો રાશિ છુંજી, તિલ તુસ નહિ ગુણલેશ;
ગુણીની હોડ કરૂં સદાજી, એહિજ સબલ કિલેશ. કૃ૦ ૩
મચ્છર ભયને લાલચેજી, કરતો કિરિયા લેશ;
તે પણ પરજન રંજવાજી, ભલો ભજાવ્યો વેશ. કૃ૦ ૪
છઠ્ઠા ગુણઠાણા ધણીજી, નામ ધરાવું રે સ્વામ !
આગમ વયણે જોયતાંજી, ન ગયો કષાય ને કામ. કૃ૦ ૫
રસના રામા ને રમાજી, એ ત્રણ પાતિક મૂલ;
તેહની અહનિશ ચિંતનાજી, કરતાં ભવ થયા થૂલ. કૃ૦ ૬
વ્રત મુખપાઠે ઉચ્ચરીજી, દિવસમાંહિ બહુવાર;
તેહ તુરત વિરાધતાંજી, નાણી શંક લગાર. કૃ૦ ૭
ધૂલિતણા દેઉલ કરીજી, જિમ પાવસમાં રે બાલ;
ખોભૂલા મુખે એમ વદેજી, તિમ વ્રત મેં કર્યાં આલ. કૃ૦ ૮

આપ અશુદ્ધ પરને કરૂંજી, દેઉં આલોયણ શુદ્ધ;
મા–સાહસ પંખી પરેજી, પાડું ફંદે મુદ્ધ. કૃ૦ ૯

અછતાં ગુણ નિસુણી મનેજી, હરખું અતિ સુવિશેષ;
દોષ છતાં પણ સાંભળીજી, તસ ઉપરે ધરૂં દ્વેષ. કૃ૦ ૧૦

પરિભવ પર પરિવાદનાજી, પરે પરે ભાખું રે આપ;
નિજ ઉત્કર્ષ કરૂં ઘણોજી, એહિજ મુજ સંતાપ. કૃ૦ ૧૧

નિશ્ચયપંથ ન જાણીયોજી, વ્યવહરિયો વ્યવહાર;
મદનમસ્તે નિઃશંકથીજી, થાપ્યો અસદાચાર. કૃ૦ ૧૨

સમય સંઘયણાદિ દોષથીજી, નાવે શુકલ ધ્યાન;
સુહણે પણ નવિ આવિયોજી, નિરાશંસ ધર્મ ધ્યાન.
કૃ૦ ૧૩

આર્ત રૌદ્ર બેહુ અહનિશેજી, સેવાકાર ખવાસ;
મિથ્યારાજા જિહાં હોયેજી, તૃષ્ણા લોભ વિલાસ. કૃ૦ ૧૪

જિનમત વિતથ પ્રરૂપણાજી, કીધી સ્વારથ બુદ્ધ;
જાડ્ય પણાના જોરથીજી, ન રહી કોઇ શુદ્ધ. કૃ૦ ૧૫

હિંસા અલીક અદત્તશુંજી, સેવ્યા ત્રિવિધ કુશીલ;
મમતા પરિગ્રહ મેળવીજી, કીધી ભવની લીલ. કૃ૦ ૧૬

અક્રિય સાધે જે ક્રિયાજી, તે નાવે તિલ માત્ર;
મદ અજ્ઞાન ટળે જેહથીજી, તે નહિ નાણની વાત. કૃ૦ ૧૭

દર્શન પણ ફરસ્યાં ઘણાંજી, ઉદર ભરણને કામ;
પણ તુમ તત્ત્વપ્રતીતશુંજી, ન ધરૂં દર્શન નામ. કૃ૦ ૧૮
સુવિહિતગુરૂબુદ્ધે લોકનેજી, હું વંદાવુંરે આપ;
આચરણા નહિ તેહવીજી, એ મોટો સંતાપ. કૃ૦ ૧૯
મિથ્યાદેવ પ્રશંસિયાજી, કીધી તેહની રે સેવ;
અહોછંદાના વચણનીજી, ન ટળી મુજને ટેવ. કૃ૦ ૨૦
કોરે ચિત્ત ચૂના પરેજી, ધર્મ કથા મેં કીધ;
આપ વંચી પર વંચિયાજી, એકો કાજ ન સિદ્ધ. કૃ૦ ૨૧
રાતો રમણી દેખીનેજી, જિમ અણનાથ્યો રે સાંઢ;
ભાંડ ભવૈયાની પરેજી, ધર્મ દેખાડું માંડ. કૃ૦ ૨૨
ક્રોધ દાવાનલ પ્રબલથીજી, ઉગે ન સમતા વેલ;
માન મહીધર આગલેજી, ન ચલે ગુણનદી રેલ. કૃ૦ ૨૩
માયા સાપણ પાપિણીજી, મનબિલ મુકે રે નાહિ;
કોમલ ગુણને તે ડસેજી, લોભ વિલાસ અથાહ. કૃ૦ ૨૪
વસ્ત્ર પાત્ર જન પુસ્તકેજી, તૃષ્ણા કીધ અનંત;
અંત ન આવે લોભનોજી, કહું કેતો વૃત્તાંત. કૃ૦ ૨૫
ધર્મ તણે દંભે કર્યાજી, પૂર્યા અર્થને કામ;
તેહથી ત્રણ ભવ હારીયાજી, બોધ હોવે વલી વામ. કૃ૦ ૨૬
કલ્પ્યાકલ્પ્ય વિચારણાજી, રાખી કાંઇ ન શંક;
અનેષણીય પરિભોગથીજી, રૂલ્યો ચોગતિ જિમ રંક.
કૃ૦ ૨૭

વે તુમ ધ્યાન સનાથતાજી, આડો વાલ્યોરે આંક;
રૂણા કરીને નિરખીયેજી, મત ગણજો મુજ વાંક. કૃ૦૨૮
જને કહેતાં નાવડેજી, નાણે જે તુજ દીઠ;
અપરાધી તાહરોજી, ખમજો અવિનય ધીઠ. કૃ૦ ૨૯
મે જિમ જાણો તિમ કરોજી, હું નવિ જાણું રે કાંય;
વ્યભાવ સવિ રોગનાજી, જાણો સર્વ ઉપાય. કૃ૦ ૩૦
એક જાણું તાહરૂંજી, નામ માત્ર નિરધાર;
ાાલંબન મેં તે કર્યુંજી, તિણથી લહું ભવપાર. કૃ૦ ૩૧
.ાતા સત્યકી નંદનોજી, રૂક્ષ્મણી રાણીનો કંત;
ાત શ્રેયાંસ નરેસરૂજી, વિચરંતા ભગવંત. કૃ૦ ૩૨
ચત્તમાંહે અવધારશોજી, તો એ કેતીક વાત;
હી સહાય તુમ્હારડુંજી, પ્રગટે ગુણ અવદાત. કૃ૦ ૩૩
રમપુરૂષ ! પરમેસરૂજી, પ્રાણાધાર ! પવિત્ર;
રૂષોત્તમ ! હિતકારકુજી, ત્રિભુવન જનના મિત્ર.
કૃ૦ ૩૪

**ાાનવિમલ** ગુણથી લહોજી, માહરા મનની રે હુંસ;
.રી શિશુ સુખીયો કરોજી, મુજ માનસ સર હંસ.
કૃ૦ ૩૫



## ( ૭ )

## ( શ્રી સીમંધર જિન સ્તવન. )

સાહેબ શ્રીસીમંધર સાહિબા,સાહેબ તુમ પ્રભુ દેવાધિદેવ;
સા૦ સનમુખ જુઓને મ્હારા સાહિબા;
સાહેબ મન શુદ્ધે કરૂં તુમ સેવ,
એકવાર મળોને મ્હારા સાહિબા. ૧
સા૦ સુખદુઃખ વાતો મ્હારે અતિ ઘણી,
સા૦ કોણુ આગળ કહું નાથ;
સા૦ કેવલજ્ઞાની પ્રભુ જો મળે,
સા૦ તો થાઉં હુંરે સનાથ. એક૦ ૨
સા૦ ભરતક્ષેત્રમાં હું અવતર્યો,
સા૦ ઓછું એટલું પુન્ય;
સા૦ જ્ઞાનિવિરહ પડ્યો આકરો,
સા૦ જ્ઞાન રહ્યું અતિન્યૂન. એક૦ ૩
સા૦ દશ દ્રષ્ટાંતે દોહિલો, સા૦ ઉત્તમ કુળ સોભાગ;
સા૦ પામ્યો પણુ હારી ગયો,
જેમ રત્ને ઉડાડ્યો કાગ. એક૦ ૪
સા૦ ષટરસ ભોજન બહુ કર્યાં,
સા૦ તૃપ્તિ ન પામ્યો લગાર;
સા૦ હુંરે અનાદિની ભૂલમાં,
સા૦ રઝળ્યો ઘણો સંસાર. એક૦ ૫

સા૦ સ્વજન કુટુંબ મેળ્યાં ઘણાં,
સા૦ તેહને દુઃખે દુઃખી થાય;
સા૦ જીવ એકને કર્મ જૂજુઆ,
સા૦ તેહથી દુર્ગતિ જાય. એક૦ ૬
સા૦ ધન મેળવવા હું ધસમસ્યો,
સા૦ તૃષ્ણાનો નાવ્યો પાર;
સા૦ લોભે લટપટ બહુ કરી,
સા૦ ન જોયો પાપ વ્યાપાર. એક૦ ૭
સા૦ જેમ શુદ્ધાશુદ્ધ વસ્તુ છે,
સા૦ રવિ કરે તેહ પ્રકાશ;
સા૦ તિમહીજ જ્ઞાની મલ્યે થકે,
તે તો આપે રે સમકિત વાસ. એક૦ ૮
સા૦ મેઘ વરસે છે વાડમાં, સા૦ વરસે છે ગામોગામ;
સા૦ ઠામકુઠામ જુએ નહિ,
સા૦ એહવાં મ્હોટાનાં કામ. એક૦ ૯
સા૦ હું વસ્યો ભરતને છેડલે,
સા૦ તુમે વસ્યા મહાવિદેહ મોઝાર;
સા૦ દૂર રહી કરૂં વંદના,
ભવસમુદ્ર ઉતારો પાર. એક૦ ૧૦

સા૦ તુમ પાસે દેવ ઘણા વસે,
સા૦ એક મોકલજો મહારાજ;
સા૦ મુખનો સંદેશો સાંભળો,
તો સહેજે સરે મુજ કાજ. એક૦ ૧૧
સા૦ હું તુમ પગની મોજડી,
સા૦ હું તુમ દાસનો દાસ;
સા૦ **જ્ઞાનવિમલ**સૂરિ એમ ભણે,
મને રાખો તમારી પાસ. એક૦ ૧૨



[ ૮ ]

( શ્રી સીમંધર જિન સ્તવન. )

( અજિત જિણંદશું પ્રિતડી-એ દેશી. )

શ્રી સીમંધર સાહિબા, વિનતડી હો સુણીયે કિરતાર કે;
તે દિન લેખે લાગશે, જિણ દિવસે હો લહીશું દિદાર કે.
શ્રી૦ ૧
હેજાળું હૈયું ઉલ્લસે, પણ નયણે હો નિરખ્યે સુખ થાય કે;
જે જલપાન પિપાસીયો, તસ દુઃખે હો કરી તૃપ્તિ ન થાય કે. શ્રી૦ ૨

જાણો છો પ્રભુ બહુ પરે,
માહરા મનની હો વીતકની વાત કે;
તો શું તાણો છો ઘણું,
આવી મિલો હો મુજ થઈ સાક્ષાત કે. શ્રી૦ ૩

હું ઉચ્છક બહુ પરે કહું, પણ ન ગણું હો કાંઇ
રીઝ અરીઝ કે;
એ લક્ષણ રાગીતણું, તિણે ભાખ્યું હો સઘળું
મન ગુઝ કે. શ્રી૦ ૪

**જ્ઞાનવિમલ** પ્રભુ આપણો, જાણીને હો કીજે
ઉચ્છાહ કે;
ઉત્તમ આપ અધિક કરે, આવી મળ્યા હો ગ્રહ્યા જે
બાંહ્ય કે. શ્રી૦ ૫



( ૯ )

( શ્રી સીમંધર જિન સ્તવન. )

( જ્યોતિ જગમગે રે–એ દેશી. )

શ્રી સીમંધરરૂરે, મારા પ્રાણ તણો આધાર,
જિનવર જયકરૂ રે, જેહના ઝાઝા છે ઉપગાર;
ક્ષણ ક્ષણ સાંભરે રે, એક શ્વાસમાંહિ સોવાર,
કિમહિ ન વિસરે રે, જે વસિયા છે હૃદય મોઝાર.
શ્રી સી૦ ૧

હુંસી હિયડલે રે, જેમ હોય મુક્તાફળનો હાર,
તે તો જાણીયે રે, એ સવિ બાહિરનો શણગાર;
પ્રભુ તો અભ્યંતરે રે, અલગા ન રહે લગાર,
અહનિશ વંદના રે, કરીયે છીયે તે અવધાર.
શ્રી સી૦ ૨

નયન મેલાવડે રે, નિરખી સેવકને સંભાર,
તો હું લેખવું રે, મ્હારો સફળ સફળ અવતાર;
નહિ કોઈ તેહવો રે, વિદ્યા લબ્ધિનો ઉપાય,
આવીને મળું રે, ચરણ ગ્રહું હું વળી ધાય.
શ્રી સી૦ ૩

મળવું દોહિલું રે, તેહશું નેહતણો જે લાગ,
કરતાં સોહિલું રે, પણ પછી વિરહનો વિભાગ;
ચંદ ચકોરને રે, ચકવા દિનકર તે હોય જેમ,
દૂરે રહ્યા થકી રે, તો પણ તસ વધતો છે પ્રેમ.
શ્રી સી૦ ૪

પણ તિહાં એક છે રે, કારણ નજરનો સંબંધ,
વિરહે તે નહી રે, એ મન મોટા છે રે ધંધ;
પણ એક આશરો રે, સગુણશું જે રે એકતાન,
તેહથી વાધશે રે, **જ્ઞાનવિમલ** ગુણનો જસ માન.
શ્રી સી૦ ૫

(૧૦)

(શ્રી યુગમંધરજિન સ્તવન.)

(જગજીવન જગ વાલહો—એ દેશી.)

વપ્રવિજય વિજયાપુરી, માતાસુતારાનંદ લાલરે;
તારક ત્રિભુવન લોકનો, અવતર્યો કરુણાકંદ લાલરે.
અકલ અરૂપી મનવસ્યો—આંકણી૦ ૧
સુદ્રઢ સુત કર્મને હણે, રોપી ચરણ રણથંભ લાલરે;
પ્રિયમંગલા પ્રિય લોકને, પ્રિય મંગલવઇ અચંભ
લાલરે. અ૦ ૨
ઋદ્ધિ અનંતી ભોગવો, ભોગ રહિત ભગવાન લાલરે;
વરણ ગંધાદિક ગુણવિના, ગુણવંત કંચનવાન લાલરે.
અ૦ ૩
કામ દહે કામિત ભરે, ધરે યોગ અયોગી થાય લાલરે;
કરે ક્રિયા અક્રિયા વરે, અક્ષર પણ લિપિ ન લખાય
લાલરે. અ૦ ૪
ગજલંછન દુઃખભંજનો, શ્રી યુગમંધર નાહ લાલરે;
**ક્ષમાવિજય જિન** સેવના, શિવસુંદરી વિવાહ લાલરે.
અ૦ ૫

(૧૧)

( શ્રી બાહુજિન સ્તવન. )

( કુંથુ જિનેશ્વર જાણજોરે લાલ–એ દેશી. )

બાહુજિનેશ્વર સાહિબારે લાલ, વિનતડી અવધાર રે;
વાલેસર મોરા૦
દૂરે જઈ વસિયા તુમેરે લાલ, કિમ પામું દિદાર રે.
વા૦ બા૦ ૧

સંભારી તુમ ગુણ ઘણારે લાલ, પામું પરમાનંદ રે;વા૦
વિસાર્યો નવિ વિસરેરે લાલ, મધુકર મન માકંદ રે.
વા૦ બા૦ ૨

લોકાલોક પ્રકાશતોરે લાલ, તાહરો સહજ સ્વભાવ રે;
વા૦
કહેવે શું અધિકું અછેરે લાલ, જાણો સેવક ભાવરે.
વા૦ બા૦ ૩

વપ્રવિજય સુસીમા પુરીરે લાલ, સુગ્રીવનૃપ કુલહંસરે;
વા૦
વિજયાસુત મૃગલંછનોરે લાલ, મોહિની ચિત્ત
અવતંસરે. વા૦ બા૦ ૪

**જ્ઞાનવિમલ** ગુણ તાહરારે લાલ, કહેતાં નાવે
પારરે; વા૦
ભવભય પાર ઉતારીએરે લાલ, દુશ્મન દૂરે નિવારરે.
વા૦ બા૦ ૫

( ૧૨ )

( નિગોદભવ વર્ણન ગર્ભિત શ્રી સુબાહુજિન સ્તવન. )

( દીઠી હો પ્રભુ દીઠી જગગુરુ તુજ—એ દેશી. )

નરકથી હો જિન ! નરકથકી નિગોદ,
    મોટાં હો દુઃખ મોટાં સુબાહુ ! તે કહ્યાંજી;
સાસો હો જિન ! સાસો સાસે સત્તર,
    ઝાઝાં હો પ્રભુ ઝાઝાં જનમ મરણ લહ્યાંજી. ૧

પાંસઠ હો જિન ! પાંસઠ સહસ પંચશત,
    છત્રીશ હો ભવ છત્રીશ એક મુહુરતે કર્યાંજી;
દ્રવ્ય હો જિન ! દ્રવ્ય ક્ષેત્ર કાલ ભાવ,
    પુદ્ગલ હો ઈમ પુદ્ગલ પરાવર્તન ફર્યાંજી. ૨

છાસઠ હો જિન ! છાસઠ સહસ ઓગણીશ,
    લાખ હો જિન ! લાખ અસિ અધિકેરડાંજી;
એક હો જિન ! એક દિવસમાં એમ,
    જીવ હો જિન ! જીવ કરે ભવ ફેરડાંજી. ૩

ચાર હો જિન ! ચાર શત પંચ કોડ,
    લાખ હો જિન ! લાખ નેવ્યાશી ઉપર લહ્યાંજી;
બ્યાસી હો જિન ! બ્યાસી સહસ જિનરાજ !
    એક હો જિન ! એક માસમાં ભવ થયાંજી. ૪

ભવમાં હો જિન ! ભવમાં ભમતાં જેહ,
    દુઃકર હો જિન ! દુઃકરં નરભવ તે કહ્યોજી;
તારો હો જિન ! તારો મુજને દેવ !
    વિશુદ્ધ હો જિન ! વિશુદ્ધ નરભવ મેં લહ્યોજી. ૫



---

નિગોદનાભવ-૧ શ્વાસોશ્વાસમાં-૧૭ ઝાઝેરા,
૧-મુહૂર્ત ( ૪૮ મિનિટ ) માં-૬૫૫૩૬,
એક દિવસમાં ૧૯૬૬૦૮૦, એક માસમાં-૫૮૯૮૨૪૦૦,
એક વરસમાં ૭૦૭૭૮૮૮૦૦.

## (૧૩)

### ( અનંતવીર્ય જિન સ્તવન. )

( જીનજી મુજ પાપીને તાર–એ દેશી. )

અનંતવીર્ય અરિહંતનુંજી, અહોનિશ કીજે રે ધ્યાન,
સમરથ સ્વામી સેવતાંજી, આપે શિવસુખ દાનરે;
આતમ! કીજે વિષય વિરામ, લીજે જિનવર નામરે,
આતમ! થિર નહિ દોલત દામરે. આ૦ ૧

એ સંસારે નવનવેજી, રૂપે રમીયોરે આપ;
નરક નિગોદ તણા ઘણાજી, પામ્યા દુઃખ સંતાપ રે.
આ૦ ૨

નાઠા દુઃખ દોહગ હવેજી, પુન્ય પ્રગટ થયાં આજ;
મન મંદિર માહરે વસ્યાજી, મહેર કરી મહારાજ રે.
આ૦ ૩

ધાતકી ખંડે જાણીયેજી, પૂરવ અરધ સુખકાર;
વિજય વિમલ નલિનાવતીજી, નયરી અયોધ્યા સારરે.
આ૦ ૪

તિહાં વિચરે વસુધામણિજી, મેઘનરિંદ મલ્હાર;
માતા જસ મંગલાવતીજી, વિજયાવતી ભરતારરે.
આ૦ ૫

ગજ લંછન સોહામણોજી, સ્વામી સદા સુપ્રસન્ન;
વિનય કહે ભવોભવ હજયોજી, જિન ચરણે મુઝ
મન્નરે. આ૦ ૬

(૧૪)

અનંતવીરજ અરિહંત! સુણો મુજ વિનતિ,
અવસર પામી આજ, કહું હું દિલ છતી;
આતમ સત્તા હારી. સંસારે હું ભમ્યો,
મિથ્યા અવિરતિ રંગ, કષાયે બહુ દમ્યો. ૧

ક્રોધ દાવાનલ દગ્ધ, માન વિષધર ડસ્યો,
માયા જાલે બદ્ધ, લોભ અજગર ગ્રસ્યો;
મન વચન કાયા યોગ, ચપલ થયા પરવશા,
પુદ્ગલ પરિચય પાપ, તણી અહનિશ દશા. ૨

કામરાગે અણુનાથ્યો, સાંઢ પરે ધસ્યો,
સ્નેહરાગની રાચે, ભવપિંજર વસ્યો;
દૃષ્ટિ રાગ રૂચિ કાચ, પાચ સમકિત ગણું,
આગમ રીતે નાથ! ન નીરંખું નિજપણું. ૩

ધર્મ દેખાડું માંડ, ભાંડ પરે અતિલહું,
'અચિરે અચિરે રામ,' શુક પરે કહું;
કપટ પટુ નટુવા પરે, મુનિ મુદ્રા ધરૂં,
પંચવિષયસુખપોષ, સદોષવૃત્તિ ભરૂં. ૪

એક દિનમાં નવવાર, 'કરેમિભંતે' કરૂં,
ત્રિવિધ ત્રિવિધ પચ્ચકખાણે, ક્ષણ એક નવિ ઠરૂં;
મા–સાહસ ખગ રીતિ, નીતિ ઘણી કહું,
ઉત્તમ કુલવટ વાટ, ન તે પણ નિરવહું. ૫

દીન દયાળ ! કૃપાળ ! પ્રભુ મહારાજ ! છો,
જાણુ આગળ શું કહેવું ? ગરીબ નિવાજ છો;
પૂરવ ધાતકી ખંડ, વિજય નલિનાવતી,
નયરી અયોધ્યા નાયક, લાયક યતિપતિ. ૬
મેઘ મહીપ મંગલાવતી, સુત વિજયાવતી,
આનંદન ગજલંછન, જગજનતા રતિ;
**ક્ષમાવિજય જિનરાજ** ! અપાય નિવારજો,
વિહરમાન ભગવાન ! સુનજરે તારજો. ૭



(૧૫)

( શ્રી વજ્રધર જિન સ્તવન. )

જીરે મારે ધાતકી ખંડ મઝાર,
પશ્ચિમ અરધ સોહાકરી જીરેજી;
જીરે મારે વચ્છ વિજય મંડાણ,
શાશ્વતી જિહાં સુસીમા પુરી જીરેજી. ૧
જીરે મારે પદ્મરથ ભૂનાથ,
નંદન નંદનવન સમો જીરેજી;
જીરે મારે હરિચંદન મંદાર,
દેહ સુગંધ સદા નમો જીરેજી. ૨

જીરે મારે નિર્મલ ગત ઉપતાપ,
સરસ સુગંધ સુખકાર છે જીરેજી;
જીરે મારે શુભમતિ સરસ્વતી પુત્ર,
વિજયાવતી ભરતાર છે જીરેજી. ૩
જીરે મારે ઉજ્વલ લોહી માંસ,
સાસ સુરભિ ઘણો મહમહે જીરેજી;
જીરે મારે આહાર નિહાર અદ્રશ્ય,
ચરમ ચક્ષુ કોઈ નવિ લહે જીરેજી. ૪
જીરે મારે શંખ ધર્યો નિજપાય,
નિરંજન ઉપમાનથી જીરેજી;
જીરે મારે સુખીયા સેવક લોક,
કીધા સમકિત દાનથી જીરેજી. ૫
જીરે મારે વંદો વજ્રધર દેવ,
વજ્ર જસ ચરણે નમે જીરેજી;
જીરે મારે **ક્ષમાવિજય** જિન ભક્તિ,
કામગવી મન ઘર રમે જીરેજી. ૬



(૧૬)

## (શ્રી ભુજંગજિન સ્તવન.)

(જગજીવન જગવાલહો-એ દેશી.)

ભુજંગ દેવ ભાવે ભજો, રાય મહાબલ નંદ લાલરે;
મહિમા કુખે હંસલો, કમલ લંછન સુખકંદ લાલરે.
ભુ૦ ૧

વપ્ર વિજય વિજયાપુરી, કરે વિહાર ઉચ્છાહ લાલરે;
પૂરવ અરધે પુષ્કરે, ગંધસેનાનો નાહ લાલરે. ભુ૦ ૨

કાગલ લિખવો કારમો, આવે જો દુરજન હાથ લાલરે;
અણ મિલવું દૂરંત રે, ચિત્ત ફિરે તુમ સાથ લાલરે.
ભુ૦ ૩

કિસી ઇસારત કિજીએ, તુમે જાણોછો જગભાવ લાલરે;
સાહિબ જાણ અજાણને, સાહમું કરે પ્રસ્તાવ લાલરે.
ભુ૦ ૪

ખિજમતમાં ખામી નહિ, મેલ ન મનમાં કોય લાલરે;
કરૂણા પૂરણ લોયણે, સાહમું કાંઇ ન જોય લાલરે.
ભુ૦ ૫

આસંગો મોટા તણો, કુંજર ગ્રહવો કાન લાલરે;
**વાચક જસ** કહે વિનતિ, ભગતિ વસે મુજ માન
લાલરે. ભુ૦ ૬

( ૧૭ )

## ( શ્રી મહાભદ્રજિન સ્તવન. )

( શ્રી સુપાસ જિનરાજ-એ દેશી. )

દેવરાયનો નંદ, માતા ઉમા મન ચંદ;
આજહો, રાણીરે સૂરિકાંતા, કંત સોહામણોજી. ૧
પુષ્કર પશ્ચિમ અર્ધ, વિજય તે વપ્ર સુગદ્ધ;
આજહો, નયરીરે વિજયાએ, વિહરે ગુણનીલોજી. ૨
મહાભદ્ર જિનરાય, ગજલંછન જસ પાય;
આજહો, સોહેરે મોહે મન, લટકાલે લોયણેજી. ૩
તેહશું મુજ અતિ પ્રેમ, પર સુર નમવા નેમ;
આજહો, રંજેરે દુઃખ ભંજે, પ્રભુ મુજ તે ગુણેજી. ૪
ધર્મ યૌવન નવરંગ, સમકિત પામ્યો ચંગ;
આજહો, લાખિણી લાડી, મુગતિ તે મેલશેજી. ૫
ચરણધર્મ અવદાત, તે કન્યાનો તાત;
આજહો, માહરારે પ્રભુજીને, તે છે વશ સદાજી. ૬
શ્રી નયવિજય સુશિષ્ય, જશ કહે સુણો જગદીશ!
આજહો, તારોરે હું સેવક, દેવ! કરો દયાજી. ૭



(૧૮)

## (શ્રી ચંદ્રયશાજિન સ્તવન.)

(દુઃખ દોહગ દૂરે ટળ્યારે—એ દેશી)

ચંદ્રયશા સુસીમા પુરીરે, વચ્છ વિજય વિહરંત;
પશ્ચિમ દિશે પુષ્કલવરેરે, પદમાવતીનો કંત.
જગતગુરૂ! તુમસમ અવર ન કોય—આંકણી० ૧
સર્વભૂતિ ગંગા તણોરે, પુત્ર પવિત્ર ચરિત્ર;
સાન્વયી નામે હારીયોરે, ચંદ્ર ચરણ રહે નિત. જ० ૨
મઈ સુઅ ઓહિ મણુ પજ્જવારે, તારા નક્ષત્ર ગ્રહ ચંદ્ર;
ક્ષયોપશમ જ્યોતિ ક્ષાયક મિલીરે, ઉગ્યો કેવલ દિણંદ.
જ० ૩
જુગપદ જીવ અસંખ્યનારે, સંશય છેદણહાર;
નિજ નિજ ભાષા પરિણમે રે, વાણી પુષ્કર જલધાર.
જ० ૪
એકસો જોયણ ચિહું દિશેરે, ઉંચ અધો પણવીસ;
રોગ વૈરાદિક ભય નહિરે, જિહાં વિચરે જગદીશ.
જ० ૫
સુરનર મધુકર પરે રમેરે, પય અરવિંદ પરાગ;
ક્ષમાવિજય જિનરાજનોરે, છાનો નહિ પરભાગ.
જ० ૬

(૧૯)

## (શ્રી દેવજસાજિન સ્તવન.)

(શ્રી સુપાસ જિનરાજ—એ દેશી.)

ચેતન કરી ચિત્ત ચોખ, દૂર કરો સબ દોષ;
આજહો, દેવજસાજિન, મુજ ઘર આવશેજી. ૧
ધ્યાન કુસુમકી સેજ, જ્ઞાન દીપક બહુ તેજ;
આજહો, ચારિત્ર ચંદ્રોદય, ચિહુંદિશિ ઝલહલેજી. ૨
સંવર લે ઉદાર, તિહાં મહકે ઘનસાર;
આજહો, મૃગમદ ચંદન, પાવન ભાવનાજી. ૩
સુમતિ ગુપતિ સહકાર, તેહ તણાં દલસાર;
આજહો, તોરણ બહુગુણ, બંધ બાંધો બારણેજી. ૪
પુષ્કર દ્વીપ મોઝાર, પચ્છિમ અરધ સંભાર;
આજહો, વચ્છનામે વિજય, તિહાં ઘણું સોહેજી. ૫
નયરી સુસીમા નામ, તિહાં વિહરે જગસ્વામ;
આજહો, નરપતિ સરવભૂતિ—કુલ ચંદલોજી. ૬
ગંગા માત મલ્હાર, પદમાવતી ભરતાર;
આજહો, હિમકર લંછન, વિનયે વંદીયેજી. ૭



## (૨૦)

## ( શ્રી અજિતવીર્ય જિન સ્તવન. )

( જીનજી મુજ પાપીને તાર–એ દેશી. )

અજિતવીર્ય મુજ વીર્યનીજી, કહું કેતી કરતૂત;
ત્રિવિધ ત્રિવિધ કરી ઉચરતાંજી, ભાંગ્યાં વ્રત અદ્‌ભૂત.
જિનેસર! વિનતડી અવધાર–એ આંકણી૦ ૧

ઈંદ્રિયાર્થને કારણેજી, દાખ્યા આગમ બોલ;
ગુણિજન ભક્તિ ન સાંસહીજી, નિર્દય નિગુણ નિટોલ.
જિને૦ ૨

આપ આલોયણ આપીનેજી, કરતા અવરને શુદ્ધ;
વંચક ભાવે ઉપદિશ્યાજી, વાસી બહુ દુર્બુદ્ધિ.
જિને૦ ૩

છઠ્ઠા ગુણ ઠાણા તણુંજી, રાખ્યું દાખ્યું રે સંચ;
પણ ન ગયો મનમાં થકીજી, બહુવિધ દંભ પ્રપંચ.
જિને૦ ૪

પણ એક તુમ પરતીતનોજી, મોટો છે આધાર;
**જ્ઞાનવિમલ** પ્રભુ માહરોજી, કીજે દાસ ઉદ્ધાર.
જિને૦ ૫



# શ્રી સીમંધર સ્વામીની થાય. ૪

( ૧ )

શ્રી સીમંધર સેવિત સુરવર, જિનવર જગ જયકારીજી,
ધનુષ પાંચસેં કંચન વરણી, મૂર્તિ મોહન ગારીજી;
વિચરંતા પ્રભુ મહાવિદેહે, ભવિજનને હિતકારીજી,
પ્રહ ઉઠી નિત્યનામ જપીજે, હૃદય કમલમાં ધારીજી. ૧

( ૨ )

શ્રી સીમંધર મુજને વહાલા, આજ સફળ સુવિહાણુંજી,
ત્રિગડે તેજે તપતા જિનવર, મુજ તુઠ્યા હું જાણુંજી;
કેવલ કમલા કેલિ કરંતા, કુલમંડન કુલદીવોજી,
લાખ ચોરાસી પૂરવ આયુ, રૂકમિણી વર ઘણું જીવોજી. ૧

( ૩ )

શ્રી સીમંધર જિનવર, સુખકર સાહિબ દેવ,
અરિહંત સકલની, ભાવધરી કરૂં સેવ;
સકલાગમ પારગ, ગણુધર ભાષિત વાણી,
જયવંતી આણા, **જ્ઞાનવિમલ** ગુણુખાણી. ૧

( ૪ )

શ્રી સીમંધર દેવ સુહંકર, મુનિ મન પંકજ હંસાજી,
કુંથુઅરજિન અંતર જનમ્યા, તિહુઅણુજન પરશંસાજી;
સુવ્રત નમિ અંતર વરી દીક્ષા, શિક્ષા જગત નિરાસેજી,
ઉદય પેઢાલ જિનાંતરમાં પ્રભુ, જાશે શિવ વહુ પાસેજી. ૧

# શ્રી સિદ્ધાચલજીના ચૈત્યવન્દન. ૮

## ( ૧ )

વિમલકેવલજ્ઞાનકમલા–કલિત ત્રિભુવનહિતકરં;
સુરરાજસંસ્તુતચરણપંકજ, નમો આદિજિનેશ્વરં. ૧
વિમલગિરિવરશૃંગમંડન, પ્રવરગુણગણભૂધરં;
સુરઅસુરકિન્નરકોડિસેવિત— નમો૦ ૨
કરતી નાટક કિન્નરીગણ, ગાય જિનગુણ મનહરં;
નિર્જરાવલી નમે અહનિશ— નમો૦ ૩
પુંડરીક ગણપતિ સિદ્ધિ સાધી, કોડી પણ મુનિ મનહરં;
શ્રી વિમલગિરિવરશૃંગ સિદ્ધા— નમો૦ ૪
નિજસાધ્યસાધક સુરમુનિવર, કોડિનંત એ ગિરિવરં;
મુક્તિરમણી વર્યા રંગે— નમો૦ ૫
પાતાલ–નર–સુર લોકમાંહિ, વિમલગિરિવરતો પરં;
નહિ અધિક તીરથ તીર્થપતિ કહે— નમો૦ ૬
ઇમ વિમલગિરિવર શિખર મંડણ, દુઃખ વિહંડણ ધ્યાઇએ;
નિજશુદ્ધસત્તાસાધનાર્થં, પરમ જ્યોતિ નિપાઇએ. ૭
જિત-મોહ-કોહ વિછોહનિદ્રા, પરમપદસ્થિત જયકરં;
ગિરિરાજસેવાકરણતત્પર, **પદ્મવિજય** સુહિતકરં. ૮



( ૨ )

સિદ્ધાચલ શિખરે ચઢી, ધ્યાન ધરો જગદીશ;
મનવચ કાય એકાગ્રશું, નામ જપો એકવીશ. ૧
શત્રુંજય ગિરિ વંદીએ, બાહુબલી શિવઠામ;
મરૂદેવ ને પુંડરીકગિરિ, રૈવતગિરિ વિશ્રામ. ૨
વિમલાચળ સિદ્ધરાજજી, નામ ભગીરથ સાર;
સિદ્ધક્ષેત્ર ને સહસ્રકમલ, મુક્તિનિલય જયકાર. ૩
સિદ્ધાચલ શતકુટગિરિ, ઢંકને કોડિનિવાસ;
કદંબગિરિ લોહિત નમું, તાલધ્વજ પુણ્યરાસ. ૪
મહાબલ દ્દઢશક્તિ સહી, એ એકવીશે નામ;
સાતે શુદ્ધિ સમાચરી, નિત્ય કીજે પરણામ. ૫
દગ્ધ શૂન્યને અવિધિ દોષ, અતિ પરિણુતિ જેહ;
ચાર દોષ છંડી ભજો, ભક્તિભાવ ગુણગેહ. ૬
માનવ ભવ પામી કરીએ, સદ્ગુરૂ તીરથ જોગ;
શ્રી **શુભવીર**ને શાસને, શિવરમણી સંજોગ. ૭



(૩)

શ્રી શત્રુંજય સિદ્ધક્ષેત્ર, દીઠે દુર્ગતિ વારે;
ભાવ ધરીને જે ચઢે, તેને ભવપાર ઉતારે. ૧
અનંત સિદ્ધનો એહ ઠામ, સકલ તીર્થનો રાય;
પૂર્વ નવાણું રીખવદેવ, જ્યાં ઠવિયા પ્રભુ પાય. ૨
સૂરજ કુંડ સોહામણો એ, કવડ જક્ષ અભિરામ;
નાભિરાયા કુલમંડણો, જિનવર કરૂં પ્રણામ. ૩

(૪)

આદીશ્વર જિનરાયનો, ગણધર ગુણવંત;
પ્રગટ નામ પુંડરીક જાસ, મહીમાંહે મહંત. ૧
પંચ કોડી સાથે મુણિંદ, અણસણ તિહાં કીધ;
શુકલ ધ્યાન ધ્યાતાં અમૂલ, કેવલ તિહાં લીધ. ૨
ચૈત્રી પૂનમને દિને એ, પામ્યા પદ મહાનંદ;
તે દિનથી પુંડરીકગિરિ; નામ દાન સુખ કંદ. ૩

(૫)

ચૈત્રી પૂનમને દિવસ, શત્રુંજય ભેટે;
ભક્તિ ધરે જે ભવ્યલોક, તે ભવ દુઃખ મેટે. ૧
આદીશ્વર જિનની અમૂલ, પૂજા વિરચાવે;
ઇતિ ભીતિ સઘલી ટલે, સુખ સંપદ પાવે. ૨
પરમાતમ પરકાશથી એ, પ્રગટે પરમાનંદ;
શ્રી વિજયરાજ સૂરીશ્વરૂ, દાન અધિક આણંદ. ૩

( ૬ )

પ્રથમનાથ પ્રગટ પ્રતાપ, જેહનો જગે રાજે;
પાપ તાપ સંતાપ વ્યાપ, જસ નામે ભાંજે. ૧
પરમતત્ત્વ પરમાત્મ રૂપ, પરમાનંદ દાયી;
પરમ જ્યોતિ જસ જલહુલે, પરમ પ્રભુતા પાઇ. ૨
ચિદાનંદ સુખ સંપદા એ, વિલસે અક્ષય સનૂર;
ઋષભદેવ ચરણે નમે, શ્રી જ્ઞાનવિમલ ગુણસૂર. ૩

( ૭ )

આદીશ્વર જિનરાયનો, પહેલો જે ગણધાર;
પુંડરીક નામે થયો, ભવિ જનને સુખકાર. ૧
ચૈત્રી પૂનમને દિને, કેવલસિરિ પામી;
ઇણગિરિ તેહથી પુંડરીક–ગિરિ અભિધા પામી. ૨
પંચકોડી મુનિશું લહ્યા એ, કરી અનશન શિવ ઠામ;
જ્ઞાનવિમલ સૂરિ તેહના, પય પ્રણમે અભિરામ. ૩

( ૮ )

આદીશ્વર અરિહંત દેવ, અવિનાશી અમલ;
અક્ષય સરૂપીને અનુપ, અતિશય ગુણ વિમલ. ૧
મંગલ કમલા કેલી વાસ, વાસવ નિત્ય પૂજિત;
તુજ સેવા સહકાર સાર, કરતાં કલ કૂજિત. ૨
યોજિત યુગ આદિ જિણે એ, સકલ કલા વિજ્ઞાન;
શ્રી જ્ઞાનવિમલસૂરિ ગુણ તણો, અનુપમ નિધિ ભગવાન. ૩

## શ્રી સિદ્ધાચલજીના સ્તવન. ૧૬

(૧)

વિમલાચલ નિતુ વંદીએ, કીજે એહની સેવા;
માનું હાથ એ ધર્મનો, શિવતરૂ ફલ લેવા. વિ૦ ૧
ઉજ્જવલ જિનગૃહ મંડળી, તિહાં દીપે ઉત્તંગા;
માનું હિમગિરિ વિભ્રમે, આઇ અંબરગંગા. વિ૦ ૨
કોઇ અનેરૂં જગ નહિ, એ તીરથ તોલે;
એમ શ્રીમુખ હરિ આગળે, શ્રી સીમંધર બોલે.
વિ૦ ૩
જે સઘળાં તીરથ કહ્યાં, યાત્રા ફળ કહીએ;
તેહથી એ ગિરિ ભેટતાં, શતગણું ફળ લહીએ. વિ૦ ૪
જનમ સફળ હોય તેહનો, જે એ ગિરિ વંદે;
**સુજસવિજય** સંપદ લહે, તે નર ચિર નંદે. વિ૦ ૫



( ૨ )

ચાલો ચાલો વિમલગિરિ જઇયે રે, ભવજલ તરવાને;
તુમે જયણાએ ધરજો પાય રે, પાર ઉતરવાને. આંકણી૦
બાલ કાલની ચેષ્ટા ટાળી, હાંરે હુંતો ધર્મ યૌવન
હવે પાયો રે; ભવ૦
ભૂલ અનાદિની દૂર નિવારી, હાંરે હુંતો અનુભવમાં
લય લાયો રે. પાર૦ ચાલો૦ ૧

ભવ તૃષ્ણા સવિ દૂર નિવારી,
હાંરે મારી જિન ચરણે લય લાગી રે; ભવ૦
સંવર ભાવમાં દિલ હવે ઠરીયું,
હાંરે મારી ભવની ભાવઠ ભાંગી રે. પાર૦ ચાલો૦ ૨

સચિત્ત સર્વનો ત્યાગ કરીને,
હાંરે નિત્ય એકાસણુ તપ કારી રે; ભવ૦
પડિક્કમણાં દોય ટંકનાં કરશું,
હાંરે ભલી અમૃતક્રિયા દિલ ધારી રે. પાર૦ ચાલો૦ ૩

વ્રત ઉચ્ચરશું ગુરૂની સાખે,
હાંરે હુંતો યથાશક્તિ અનુસારે રે; ભવ૦
ગુરૂ સાથે ચડશું ગિરિ પાજે,
હાંરે એ તો ભવોદધિ બૂડતાં તારે રે. પાર૦ ચાલો૦ ૪

ભવતારક એ તીરથ ફરસી,
હાંરે હુંતો સૂરજ કુંડમાં નાહી રે; ભવ૦
અષ્ટપ્રકારી ઋષભ જિણંદની,
હાંરે હુંતો પૂજા કરીશ લય લાહી રે. પાર૦ ચાલો૦ ૫
તીરથ પતિને તીરથ સેવા,
હાંરે એતો સાચા મોક્ષના મેવા રે; ભવ૦
સાત છઠ્ઠ દોય અઠ્ઠમ કરીને,
હાંરે મને સ્વામીવચ્છલની હેવા રે. પાર૦ ચાલો૦ ૬
પ્રભુ પદ પદ્મ રાયણ તલે પૂજી,
હાંરે હુંતો પામીશ હરખ અપાર રે; ભવ૦
રૂપવિજય પ્રભુ ધ્યાન પસાયે,
હાંરે હુંતો પામીશ સુખ શ્રીકાર રે. પાર૦ ચાલો૦૭



( ૩ )

તું ત્રિભુવનસુખકાર, ઋષભજિન ! તું ત્રિભુવન૦
શત્રુંજયગિરિ શણગાર, ઋ૦ ભૂષણ ભરતમઝાર–ઋ૦
આદિપુરૂષ અવતાર— ઋ૦ આંકણી.
તુમ ચરણે પાવન કર્યું રે, પૂર્વ નવાણું વાર;
તેણે તીરથ સમરથ થયું રે, કરવા જગત ઉદ્ધાર. ઋ૦ ૧
અવર તે ગિરિ પર્વતે વડા રે, એહ થયો ગિરિરાજ;
સિદ્ધ અનંતા ઇહાં થયા રે, વલી આવ્યા અવર
જિનરાજ. ઋ૦ ૨
સુંદરતા સુરસદનથી રે, અધિક જિહાં પ્રાસાદ;
બિંબ અનેકે શોભતો રે, દીઠે ટળે વિખવાદ. ઋ૦ ૩
ભેટણ કાજે ઉમહ્યા રે, આવે સવિ ભવિલોક;
કલિમલ તસ અડકે નહિ રે, જયું સોવનધન રોક. ઋ૦ ૪
**જ્ઞાનવિમલ**પ્રભુ જસ શિરે રે, તસ ખસે ભવ પરવાહ;
કરતલગત શિવસુંદરી રે, મળે સહજ ધરી ઉચ્છાંહ. ઋ૦ ૫



## (૪)

( શ્રી સુપાસ જિનરાજ—એ દેશી. )

સિદ્ધાચલ ગુણ ગેહ, ભવિ પ્રણમો ધરી નેહ;
આજહો સોહે રે મન મોહે, તીરથ રાજીયોજી. ૧

આદીશ્વર અરિહંત, મુક્તિ વધૂનો કંત;
આજહો પૂરવવાર નવાણું, આવી સમોસર્યાજી. ૨

સકલ સુરાસુરરાજ, કિન્નરદેવ સમાજ;
આજહો સેવા રે સારે, તે કરજોડી કરીજી. ૩

દર્શનથી દુઃખ દૂર, સેવે સુખ ભરપૂર;
આજહો એણે રે કલિકાલે, કલ્પતરૂ અછેજી. ૪

પુંડરીકગિરિ ધ્યાન, લહિયે બહુ યશ માન;
આજહો દીપે રે અધિકી તસ, જ્ઞાનકલા ઘણીજી. ૫



(૫)

આપો આપોને લાલ, મુંઘાં મૂલાં મોતી;
લાવો લાવોને રાજ, મુંઘાં મૂલાં મોતી—આંકણી.
શ્રી સિદ્ધાચલ નિરખી વધાવું, પૂરણપુન્ય પનોતી.
આપો૦ ૧
પ્રથમં જિનેશ્વરને જઇ પૂજું, પહેરી નિર્મળ ધોતી;
હરખી હરખી જિનમુખ નિરખી, મુખને મટકે જોતી.
આપો૦ ૨
પૂર્વ સંચિત જે બહુ પાતિકડાં, દુઃખ દોહગડાં ખોતી;
પ્રભુગુણગણ મોતનકી માલા, ભાવનાગુણમાં પરોતી.
આપો૦ ૩
અનુભવલીલા ઐસી પ્રગટી, પહેલાં કદીય ન હોતિ;
ધ્યાનધ્યેયકિરિયા અનુભાવે, પ્રગટે નિરંજન જ્યોતિ.
આપો૦ ૪
પૂજા વિવિધ પ્રકારે વિરચિત, મણિમય ભૂષણ દ્યોતિ;
નાટક ગીત કરંતા મોરી, વાંછિત આશ ફલંતિ.
આપો૦ ૫
સિદ્ધાચલ નિરખી ભવભવની, અલચ્છી ગઈ રોવંતી;
ઋદ્ધિસિદ્ધિ લીલાસુખ પાઇ, હઇયે હેજ હસંતી.
આપો૦ ૬
શિવસુંદરી વરવા વરમાલા, કંઠે ઠવે વશ હોંતી;
**જ્ઞાનવિમલ** ગુરૂ પ્રભુની સેવા, કામગવી દોહંતી.
આપો૦ ૭

( ૬ )

( સાંભળજો મુનિ સંયમ રાગે—એ દેશી. )

બાપલડાં રે પાતિકડાં તુમે, શું કરશો હવે રહીને રે;
શ્રીસિદ્ધાચલ નયણે નિરખ્યો, દૂર જાઓ તમે વહીને રે.
બા૦ ૧

કાલ અનાદિ લગે તુમ સાથે, પ્રીત ધરી નિરવહીને રે;
આજથકી પ્રભુચરણે રહેવું, ઇમ શિખવીયું મનને રે.
બા૦ ૨

દુષમસમયે ઇણે ભરતે, મુક્તિ નહિ સંઘેણુને રે;
પણ તુમ ભક્તિ મુક્તિને ખેંચે,
ચમક ઉપલ જેમ લોહને રે. બા૦ ૩

શુદ્ધ સુવાસન ચૂરણ આપ્યું, મિથ્યાપંકશોધનને રે;
તેહથી આતમ થયો મુજ નિર્મલ, આનંદમય તુજ
ભજને રે. બા૦ ૪

અખયનિધાન તુઝ સમકિત પામી,
કુણ વંછે ચલ ધનને રે;
શાંતસુધારસ નયનકચોલે, સીંચો સેવક તનને રે.
બા૦ ૫

બાહ્ય અભ્યંતર શત્રુ કેરો, ભય ન હોવે હવે મુજને રે;
સેવક સુખીયો સુજસવિલાસી, એ મહિમા પ્રભુ
તુજને રે. બા૦ ૬

નામ મંત્ર તુમારો સાધ્યો, એ થયો જગ મોહનને રે;
તુઝ મુખમુદ્રા નિરખી હરખું, ચાતક જેમ જલધરને રે.
બા૦ ૭

તુઝ વિણુ અવરને દેવ કરીને, નવિ ચાહું ફરી ફરીને રે;
**જ્ઞાનવિમલ** કહે ભવજલ તારો, સેવક બાંહ્ય ગ્રહીને રે.
બા૦ ૮

( ૭ )

મારૂં મન મોહ્યું રે શ્રીસિદ્ધાચલે રે, દેખીને હરખિત થાય;
વિધિશું કીજે રે જાત્રા એહની રે,
ભવભવનાં દુઃખ જાય. મારૂં૦ ૧
પંચમે આરે રે પાવન કારણે રે, એ સમો તીરથ ન કોય;
મોટો મહિમા રે જગમાં એહનો રે,
આ ભરતે ઈહાં જોય. મારૂં૦ ૨
ઇણુગિરિ આવ્યા રે જિનવર ગણુધરા રે,
સિધ્યા સાધુ અનંત;
કઠિણુ કરમ પણુ ઇણુગિરિ ફરસતાં રે,
હોયે કરમ નિશાંત. મારૂં૦ ૩
જૈન ધરમનો જાયો જાણિયે રે, માનવ તીરથ એ થંભ;
સુર નર કિન્નર નૃપ વિદ્યાધરા રે, કરતાં નાટારંભ.
મારૂં૦ ૪
ધન ધન દહાડોરે ધન વેલા ઘડી રે, ધરીયે હૃદય મોઝાર;
**જ્ઞાનવિમલસૂરિ** ગુણુ એહના ઘણુા રે,
કહેતાં નાવે હો પાર. મારૂં૦ ૫

(૮)

વંદના વંદના વંદના રે, ગિરિરાજકું સદા મેરી વંદના,
વંદના તે પાપ નિકંદના રે, આદિનાથકું સદા મેરી વંદના;
જિનકો દરિસણુ દુર્લભ દેખી,
 કીધી તે કર્મ નિકંદના રે. ગિ૦ ૧
વિષય કષાય તાપ ઉપશમીયે;
જિમ મલે બાવન ચંદના રે. ગિ૦ ૨
ધન ધન તે દિન કબહી હોશે;
થાશે તુમ મુખ દર્શના રે. ગિ૦ ૩
તિહાં વિશાલ ભાવ પણુ હોશે;
જિહાં પ્રભુ પદકજ ફર્શના રે. ગિ૦ ૪
ચિત્તમાંહેથી કબહુ ન વિસારૂં;
પ્રભુ ગુણુગણુની ધ્યાવના રે. ગિ૦ ૫
વળી વળી દરિસણુ વહેલું લહીયે;
એહવી રહે નિત્ય ભાવના રે. ગિ૦ ૬
ભવો ભવ એહીજ ચિત્તમાં ચાહું;
મેરે ઓર નહિ વિચારણા રે. ગિ૦ ૭
ચિત્રગયંદના મહાવતની પેરે;
ફેર ન હોય ઉતારના રે. ગિ૦ ૮
જ્ઞાનવિમલ પ્રભુ પૂર્ણકૃપાથી;
સુકૃત સુબોધ સુવાસના રે. ગિ૦ ૯

( ૯ )

આજમારાં નયણાં સફલ થયાં, શ્રી સિદ્ધાચલ નિરખી;
ગિરિને વધાવું મોતીડે, મારા હૈડામાં હરખી. આજ૦ ૧
ધન્ય ધન્ય સોરઠ દેશને, જિહાં એ તીરથ જોડી;
વિમલાચલ ગિરનારને, વંદુ બે કરજોડી. આજ૦ ૨
સાધુ અનંતા ઇણે ગિરિ, સિધ્યાં અણુસણ લેઈ;
રામ પાંડવ નારદ ઋષિ, બીજા મુનિવર કેઈ. આજ૦ ૩
માનવ ભવ પામી કરી, નવિ એ તીરથ ભેટયો;
પાપ કરમ જે આકરાં, કહો કેણી પેરે મેટયો. આજ૦ ૪
તીર્થરાજ સમરૂં સદા, સારે વંછિત કાજ;
દુઃખ દોહગ દૂરે કરી, આપે અવિચલ રાજ. આજ૦ ૫
સુખ અભિલાષી પ્રાણીયા, વંછે અવિચલ સુખડાં;
માણેક મુનિ ગિરિ ધ્યાનથી, ભાંગે ભવોભવ દુખડાં.
આજ૦ ૬



(૧૦)

સુખના હો સિંધુ રે સખી મારે ઉલસ્યા રે,
દુઃખના તે દરીયા નાઠા જાયે દૂર;
પુણ્યતણા અંકુરા હોજી મારે પ્રગટીયા રે,
મેં તો ભેટ્યો શત્રુંજય ગિરિરાય. સુખના૦ ૧
પૂરવ નવાણું વાર સમોસર્યા રે,
ધન્ય ધન્ય રાયણ કેરૂં રે રૂખ;
પ્રેમે પૂજોરે પગલા પ્રભુજી તણાં રે,
ભવોભવ કેરાં રે જાય દુઃખ. સુખના૦ ૨
નયણે નિરખ્યો રે નાભિ નરિંદનો રે,
નંદ તે કરૂણારસનો કંદ;
આંખલડી જોઇ કમલની પાંખડી રે,
મુખડું તે જોયું પુનમ કેરો ચંદ. સુખના૦ ૩
સુરનર મુનિવર મોટા રાજવી રે, વલી વિદ્યાધર કેરોરે વૃંદ;
ભવોભવ કેરા રે તાપ શમાવવા રે,
મુખડું તે જાણે શરદકેરો ચંદ. સુખના૦ ૪
ધન્ય ધન્ય રાજા રે શ્રી રૂષભ જિનેશ્વરૂ રે,
ધન્ય ધન્ય શત્રુંજય ગિરિરાય;
**રૂપની કીર્તિ** રે ચરણ પસાઉલે રે,
ઇમ સાધુ **માણેકમુનિ** ગુણ ગાય. સુખના૦ ૫

( ૧૧ )

સિદ્ધાચલ સિદ્ધ સુહાવે, અનંત અનંત કહાવે,
ભેદ પંદરથી શિવ જાવે, ગુણ અગુરૂ લઘુ નીપજાવે રે;
વિમલાચલ વેગે વધાવો, ગિરિરાજ તણા ગુણ ગાવો રે,
જો હોવે શિવપુર જાવો રે, વિમલાચલ વેગે વધાવો૦૧
જિતારી અભિગ્રહ લીધો, દિન સાતમે ભોજન કીધો;
શુક રાજાએ રાજ તે લીધો,
શત્રુંજય નામ તે દીધો રે. વિમલાચલ૦ ૨
દેવ દાનવ ઇણગિરિ આવે, જિનરાજને શીષ નમાવે;
સૂત્ર માંહે નાચ નચાવે, જોગાવંચક ફલ પાવે રે.
વિમલાચલ૦ ૩
વિદ્યાચારણ મુનિવરીયા, મર્કટ ફલ જલ સંચરીયા;
આકાશે પવનસેં ચલીયા, દેખો હેમગિરિ હેઠા ઉતરીયા રે.
વિમલાચલ૦ ૪
પ્રભુ દેખીને આનંદ પાવે, જિનરાજને શીષ નમાવે;
દેવ સાથે ભાવના ભાવે, પછી ઇચ્છિત થાનકે જાવે રે.
વિમલાચલ૦ ૫
જ્ઞાન દર્શન જેહથી લહીએ, નવમો શ્રાવક ગુણ વહીએ;
સંસારની રીતે રહીએ, જિન શાસન તીરથ કહીએ રે.
વિમલાચલ૦ ૬

સહુ તીરથનો એ રાજા, સૂરજ કુંડમાં જલ તાજા;
નાહતાં જિન આનંદ ભાજા, હુઓ કુકડો તે ચંદરાજા રે.
વિમલાચલ૦ ૭

એ તીરથ ભેટણ કાજે, ગુજરાતનો સંઘ સમાજે;
પંથે પંથે વિસામા છાજે, ગિરિ દેખી વધાવે ઉલ્લાસે રે.
વિમલાચલ૦ ૮

અઢાર તિહુંતેરા વરસે, માગશીર વદિ તેરસ દિવસે;
ભેટ્યા આદીશ્વર ઉલ્લસે, જાણું ભવજલ પાર
ઉતરશે રે. વિમલાચલ૦ ૯

ગિરિ દેખી લોચન ઠરીયા, ચક્કેસરી વીર કેસરીયા;
જાઈ કેતકી વૃક્ષ લહેરીયા, શેત્રુંજી નદી જલ ભરીયા રે.
વિમલાચલ૦ ૧૦

રાય ભરત રતન બિંબ ઠાવે, ચક્કેસરી યાત્રા કરાવે;
તે ત્રીજે ભવે શિવ જાવે, શુભવીર વચન રસ ગાવે રે.
વિમલાચલ૦ ૧૧



(૧૨)

વિવેકી વિમલાચલ વસીયે, તપ જપ કરી કાયા કસીયે,
ખોટી માયાથી ખસીયે, વિવેકી વિમલાચલ વસીયે૦
વસી ઉનમારગથી ખસીયે. વિ૦ ૧
માયા મોહિનીએ મોહ્યો, કોણ રાખે રણમાં રોયો;
આ નરભવ એળે ખોયો. વિ૦ ૨
બાળ લીલાએ હુલરાવ્યો, યૌવન યુવતિયે ગાયો;
તોયે તૃપ્તિ નવિ પાયો. વિ૦ ૩
રમણી ગીત વિષય રાચ્યો, મોહની મદિરાએ માચ્યો;
નવ નવ વેશ કરી નાચ્યો. વિ૦ ૪
આગમ વાણી સમી આસી, ભવજલધિ માંહી વાસી;
રોહિત મત્સ્ય સમો થાસી. વિ૦ ૫
મોહની જાલને સંહારે, આપ કુટુંબ સકલ તારે;
વરણવીયે તે સંસારે. વિ૦ ૬
સંસારે કુડી માયા, પંથ શિરે પંથી આયા;
મૃગતૃષ્ણા જલને ધાયા. વિ૦ ૭
ભવ દવ તાપ લહી આયા, પાંડવ પરિકર મુનિરાયા;
શીતલ સિદ્ધાચલ છાયા. વિ૦ ૮
ગુરૂ ઉપદેશ સુણી ભાવે, સંઘ દેશો દેશથી આવે;
ગિરિવર દેખી ગુણ ગાવે. વિ૦ ૯

સંવત અઢાર ચોરાશીએ, માઘ ઉજ્જવલ એકાદશીએ;
વાંધા પ્રભુજી વિમલવશીએ. વિ૦ ૧૦
જાત્રા નવાણું અમે કરીએ, ભવભવ પાતિકડાં હરીએ;
તીર્થ વિના કહો કેમ તરીએ. વિ૦ ૧૧
હંસ મયુરા ઇણે ઠામે, ચકવા શુક પિક પરિણામે;
દર્શને દેવ ગતિ પામે. વિ૦ ૧૨
શેત્રુંજી નદીએ ન્હાઈ, કષ્ટે સુર સાન્નિધ્ય દાઈ;
પણુસય ચાપ ગુહા ઠાઈ. વિ૦ ૧૩
રયણુમય પડિમા પૂજે, તેના પાતિકડાં ધ્રૂજે;
તે નર સીઝે ભવે ત્રીજે. વિ૦ ૧૪
સાસયગિરિ રાયણુ પગલાં, ચઉમુખ આદિ ચૈત્ય ભલાં;
શ્રી **શુભવીર** નમે સઘલાં. વિ૦ ૧૫



( ૧૩ )

અબતો પાર ભયે હમ સાધો !
શ્રી સિદ્ધાચલ દર્શ કરી રે–આંકણી૦
આદિ જિનેશ્વર મહેર કરી અબ,
પાપ પડલ સબ દૂર ગયો રે;
તન મન પાવન ભવિજન કેરો,
નિરખી જિનંદ ચંદ સુખ થયો રે. અ૦ ૧
પુંડરીક પમુહા મુનિ બહુ સિદ્ધા,
સિદ્ધક્ષેત્ર હમ જાય લહ્યો રે;
પશુ પંખી જિહાં છિનકર્મે તરીયા,
તો હમ દૃઢ વિશ્વાસ ગ્રહ્યો રે. અ૦ ૨
જિન ગણધર અવધિ મુનિ નાહિ,
કીસ આગે મેં પોકાર કરૂં રે;
જીમ તીમ કરી વિમલાચલ ભેટ્યો,
ભવ સાયરથી નાહિ ડરૂં રે. અ૦ ૩
દૂર દેશાંતરમેં હમ ઉપને,
કુગુરૂ કુપંથકી જાલ પર્યો રે;
શ્રી જિન આગમ હમ મન માન્યો,
તબહી કુપંથકી જાલ જર્યો રે. અ૦ ૪

તો તુમ શરણુ વિચારી આયો,

દીન અનાથકું શરણુ દીયો રે;

જયો વિમલાચલ પૂરણુ સ્વામી,

જનમ જનમ કો પાપ ગયો રે. અ૦ ૫

દુર્ભવી અભવ્ય નજરે ન દેખે,

સૂરિ ધનેશ્વર એમ કહ્યો રે;

વિમલાચલ ફરસે જો પ્રાણી,

મોક્ષ મહેલ તીન વેગે લહ્યો રે. અ૦ ૬

જયો જગદીશ્વર તું પરમેશ્વર,

પૂરવ નવાણુંવાર થયો રે;

સમવસરણુ રાયણુતલે તેરો,

નિરખી મમ અઘ દૂર ગયો રે. અ૦ ૭

શ્રી વિમલાચલ મુજ મન વસીયો,

માનુ સંસારનો અંત થયો રે;

યાત્રા કરી મન તોષ ભયો અબ,

જનમ મરણુ દુઃખ દૂર ગયો રે. અ૦ ૮

નિર્મલ મુનિજન જે તેં તાર્યા,

તે તો પ્રસિદ્ધ સિદ્ધાંત કહ્યો રે;

મુજ સરિખા નિંદક જો તારો,

તારક બિરૂદ એ સાચ લહ્યો રે. અ૦ ૯

જ્ઞાનહીન ગુણરહિત વિરોધી,
લંપટ ધીટ્ઠ કષાયી ખરો રે;
તુમ બીન તારક કોઈ ન દીસે,
જયો જગદીશ્વર સિદ્ધગિરો રે. અ૦ ૧૦
નરક તિર્યંચ ગતિ દૂર નિવારી,
ભવસાયરકી પીર હરી રે;
**આતમરામ** અનઘપદ પામી,
મોક્ષ વધુ તીન વેગે વરી રે. અ૦ ૧૧
સંવત બત્રીસ ઓગણીસે,
માસ વૈશાખ આનંદ ભયો રે;
પાલીતાણા શુભ નયર નિવાસી,
રૂષભ જિણંદ ચંદ દરશ થયો રે. અ૦ ૧૨



(૧૪)

જિનંદા તોરે ચરણ કમલકી રે, હું ચાહું સેવા પ્યારી;
તો નાશે કર્મ કઠારી, ભવ ભ્રાંતિ મીટ ગઈ સારી.
જિનંદા૦ ૧

વિમલગિરિ રાજે રે, મહિમા અતિ ગાજે રે;
વાજે જગ ડંકા તેરા, તું સચ્ચા સાહિબ મેરા.
હું બાલક ચેરા તેરા—જિનંદા૦ ૨

કરૂણા કર સ્વામી રે, તું અંતરજામી રે;
નામી જગ પુનમ ચંદા, તું અજર અમર સુખકંદા.
તું નાભિરાયા કુલનંદા—જિનંદા૦ ૩

ઇણગિરિ સિદ્ધા રે, મુનિ અનંત પ્રસિદ્ધા રે;
શ્રી પુંડરીક ગણધારી, પુંડરીકગિરિ નામ કહારી.
એ સબ મહિમા હૈ થારી—જિનંદા૦ ૪

તારક જગ દીઠા રે, પાપ પંક સબ નિઠા રે;
ઈચ્છા મો મનમેં ભારી, મેં કીની સેવા થારી.
હું માસ રહ્યો શુભ ચારી—જિનંદા૦ ૫

અબ મોહે તારો રે, બિરૂદ નિહારો રે;
તીરથ જિનવર દો ભેટી, મેં જન્મ જરા દુઃખ મેટી.
હું પાયો ગુણની પેટી—જિનંદા૦ ૬

દ્રાવિડ વારિખિલ્લા રે, દશ કોડી મુનિ મિલ્લા રે;
હુઆ મુક્તિ રમણી ભરતારા, કાર્તિક પૂનમ દિન સાર
જિન શાસન જગ જયકારા—જિનંદા૦
સંવત શિખિ ચારા રે, નિધિ ઈન્દુ ઉદારા રે;
આતમકો આનંદકારી, જિન શાસનકી બલીહારી,
પામ્યો ભવજલધિ પારી—જિનંદા૦



(૧૫)

ઋષભ જિણંદ વિમલગિરિ મંડન, મંડન ધર્મ ધુરા કહીએ
તું અકલ સ્વરૂપી, જારકે કરમ ભરમ નિજ ગુણ લહીએ
ઋષભ૦
અજર અમર પ્રભુ અલખ નિરંજન,
ભંજન સમર સમર કહીએ
તું અદ્‌ભુત યોદ્ધા,
મારકે કરમ ધાર જગ જશ લહીએ. ઋષભ૦
અવ્યય વિભુ ઈશ જનરંજન,
રૂપ રેખ બીન તું કહીએ
શિવ અચર અનંગી,
તારકે જગ જન નિજ સત્તા લહીએ. ઋષભ૦

શત સુત માતા સુતા સુહંકર,

જગત જયંકર તું કહીએ;

નિજ જન સબ તાર્યે,

હમોસેં અંતર રખના ના ચહીએ. ઋષભ૦ ૪

મુખડા ભીંચકે બેસી રહેના,

દીન દયાલ કો ના ચઇએ;

હમ તન મન ઠારો,

બચનસે સેવક અપના કહ દઇએ. ઋષભ૦ ૫

ત્રિભુવન ઇશ સુહંકર સ્વામી,

અંતરજામી તું કહીએ;

જબ હમકું તારો,

પ્રભુસેં મનકી બાત સકલ કહીએ. ઋષભ૦ ૬

કલ્પતરૂ ચિંતામણી જાચ્યો,

આજ નિરાશે ના રહીએ;

તું ચિંતિત દાયક,

દાસકી અરજ ચિત્તમેં દઢ ગ્રહીએ. ઋષભ૦ ૭

દીન હીન પર ગુણુ રસ રાચી,

શરણુ રહિત જગમેં રહીએ;

તું કરૂણા સિંધુ,

દાસકી કરૂણા કયું નહિ ચિત્ત ગ્રહીએ. ઋષભ૦ ૮

તુમ બીન તારક કોઇ ન દીસે,
હોવે તો તુમકું કયું કહીચે
ઈહ દીલમેં ઠાની,
તારકે સેવક જગમેં જશ લહીએ. ઋષભ૦
સાત વાર તુમ ચરણે આયો,
દાયક શરણુ જગત કહીએ
અબ ધરણે બેસી,
નાથસેં મનવંછિત સગ કુછ લહીએ. ઋષભ૦ ૧૦
અવગુણી માની પરીહરશો તો,
આદિગુણી જગ કો કહીએ
જો ગુણીજન તારે,
તો તેરી અધિકતા કયા કહીએ. ઋષભ૦ ૧૧
આતમ ઘટમેં ખોજ પિયારે,
બાહ્ય ભટકતે ના રહીયેં
તું અજ અવિનાશી,
ધાર નિજરૂપ આનંદઘન રસ લહીએ. ઋષભ૦ ૧૨
**આતમાનંદી** પ્રથમ જિનેશ્વર,
તેરે ચરણ શરણ રહીએ.
સિદ્ધાચલ રાજા,
સરે સબ કાજ આનંદરસ કો પી લહીએ. ઋષભ૦ ૧૩



(૧૬)

( ન્હવણની પૂજા રે નિરમલ આતમા રે—એ દેશી. )

શેત્રુંજા ગઢના વાસી રે મુજરો માનજો રે,
સેવકની સુણી વાતો રે દિલમાં ધારજો રે;
પ્રભુ મેં દીઠડો તુમ દીદાર,
આજ મુને ઉપન્યો હરખ અપાર.
સાહીબીયાની સેવા રે ભવદુઃખ ભાંગશે રે—આંકણી૦ ૧

અરજ અમારી રે દિલમાં ધારજયો રે,
ચોરાસી લખ ફેરા રે દૂર નિવારજયો રે;
પ્રભુ મુને દુરગતિ પડતો રાખ,
દરસણ વહેલું દાખ. સા૦ ૨

દોલત સવાઇ રે સોરઠ દેશની રે,
બલીહારી હું જાઉં રે તાહરા વેશની રે;
પ્રભુ તાહરૂં રૂડું દીઠું રૂપ,
મોહ્યા સુરનર વૃંદને ભૂપ. સા૦ ૩

તીરથ કો નહિ રે શેત્રુંજા સારખું રે,
પ્રવચન પેખીને કીધું મેં પારખું રે;
રૂષભને જોઇ જોઈ હરખે જેહ,
ત્રિભુવન લીલા પામે તેહ. સા૦ ૪

સદા તે માગું રે પ્રભુ તાહરી સેવના રે,
ભાવઠ ન ભાંજે રે જગમાં જે વિના રે;
પ્રભુ માહરા પોહતા મનના કોડ,
ઇમ કહે ઉદય રતન કરજોડ. સા૦ ૫

# શ્રી સિદ્ધાચલજીની સ્તુતિ જોડા-૩

## (૧)

શત્રુંજય સાહેબ પ્રથમ જિણંદ,
નાભિ ભૂપ કુલ કમલ દિણંદ, મરૂદેવીનો નંદ
જસ મુખ સોહે પૂનમ ચંદ,
સેવા સારે ઈંદ નરિંદ, ઉન્મૂલે દુઃખદંદ
વાંછિત પૂરણ સુરતરૂ કંદ,
લંછન જેહને સુરભિ નંદ, ફેડે ભવભય ફંદ
પ્રણમે **જ્ઞાનવિમલ** સૂરિંદ,
જેહના અહોનિશ પદ અરવિંદ, નામે પરમાનંદ. ૧

શ્રી સીમંધર જિનવર રાજે,
મહાવિદેહે બાર સમાજે, ભાખે ઈમ ભવિ કાજે
સિદ્ધક્ષેત્ર નામે ગિરિરાજે,
એહજ ભરત માંહે એ છાજે, ભવજલ તરણ ઝહાજે
અનંત તીર્થંકર વાણી ગાજે,
ભવિમન કેરા સંશય ભાંજે, સેવક જનને નિવાજે
વાજે તાલ કંસાલ પવાજે,
ચૈત્રી મહોત્સવ અધિક દીવાજે, સુરનર સજી બહુ સાજે.૨

રાગદ્વેગ વિષ ખીલણુ મંત, ભાંજી ભવભય ભાવઠ ભ્રાંત,
ટાલે દુઃખ દુરંત,
સુખ સંપત્તિ હોય જે સમરંત, ધ્યાયે અહનિશ
સઘલા સંત, ગાયે ગુણુ મહંત;
શિવસુંદરી વશ કરવા તંત, પાપ તાપ પીલણુ એ જંત,
સુણીયે તે સિદ્ધાંત,
આણી મોટી મનની ખંત, ભવિયણુ ધ્યાવો એકણુ
ચિત્ત, રાન વેલાઉલ હુંત. ૩
આદિ જિનેશ્વર પદ અનુસરતી, ચતુરંગુલ ઉંચી રહે
ધરતી, દુરિત ઉપદ્રવ હરતી,
સરસ સુધારસ વચણુ ઝરંતી, જ્ઞાનવિમલગિરિ સાનિધ્ય
કરતી, દુશમન દુષ્ટ દલંતી;
દાડિમ પકવકલી સમ દંતી, જ્યોતિ ગુણુ ઇહાં રાજી
પંતી, સમકિત બીજ વપંતી,
ચક્રેસરી સુરસુંદરી હુંતી, ચૈત્રી પૂનમ દિન આવંતી,
જય જયકાર ભણુંતી. ૪



( ૨ )

ચૈત્રી પૂનમ દિન, શત્રુંજયગિરિ અહિઠાણ,
પુંડરીક વર ગણધર, તિહાં પામ્યાં નિર્વાણ;
આદીશ્વર કેરા, શિષ્ય પ્રથમ જયકાર,
કેવલ કમલાવર, નાભિ નરિંદ મલ્હાર. ૧

ચાર જંબૂ દ્વીપે, વિચરંતા જિનદેવ,
અડ ધાતકી ખંડે, સુરનર સારે સેવ;
અડ પુષ્કર અર્ધે, ઇણિપરે વીશ જિનેશ,
સંપ્રતિ એ સોહે, પંચ વિદેહ નિવેશ. ૨

પ્રવચન પ્રવહણ સમ, ભવજલનિધિ(થી)ને તારે,
કોહાદિક મહોટા, મત્સ્ય તણાં ભય વારે;
જિહાં જીવ દયા રસ, સરસ સુધારસ દાખ્યો,
ભવિ ભાવ ધરીને, ચિત્ત કરીને ચાખ્યો. ૩

જિન શાસન સાન્નિધ્ય-કારી વિઘન વિદારે,
સમકિત દૃષ્ટિ સુર, મહિમા જાસ વધારે;
શત્રુંજય ગિરિ સેવો, જેમ પામો ભવપાર,
કવિ ધીરવિમલનો, શિષ્ય કહે સુખકાર. ૪



( ૩ )

સવિ મલિ કરી આવો, ભાવના ભવ્ય ભાવો,
વિમલગિરિ વધાવો, મોતીયાં થાલ લાવો;
જો હોય શિવ જાવો, ચિત્ત તો વાત ભાવો,
ન હોયે દુશ્મન દાવો, આદિ પૂજા રચાવો. ૧

શુભ કેશર ઘોલી, માંહે કપૂર ચોલી,
પહેરી સિત પટોલી, વાસીયે ગંધ ઘોલી;
ભરી પુષ્કર નોલી, ટાલિએ દુઃખ હોલી,
સવિ જિનવર ટોલી, પૂજિયે ભાવ ભોલી. ૨

શુભ અંગ અગ્યાર, તેમ ઉપાંગ બાર,
વલી મૂલ સૂત્ર ચાર, નંદી અનુયોગ દ્વાર;
દશ પયન્ના ઉદાર, છેદ ષટ વૃત્તિ સાર,
પ્રવચન વિસ્તાર, ભાષ્ય નિર્યુક્તિ સાર. ૩

જય જય જયનંદા, જૈન દ્રષ્ટિ સુરીંદા,
કરે પરમાનંદા, ટાલતા દુઃખ દંદા;
**જ્ઞાનવિમલ** સૂરીંદા, સામ્ય માકંદ કંદા,
વર વિમલ ગિરીંદા, ધ્યાનથી નિત્ય ભદ્રા. ૪

# શ્રી ગિરનારજી તીર્થનાં સ્તવન. ૨

(૧)

તોરણથી રથ ફેરી ચાલ્યા કંત રે, પ્રીતમજી૦
આઠ ભવની પ્રીતડી ત્રોડી તંત; માહરા પ્રીતમજી૦
નવમે ભવ પણ નેહ ન આણ્યો મુઝ રે, પ્રીત૦
તો શ્યે કારણ એટલે આવવું તુઝ. માહ૦ ૧
એક પોકાર સુણી તિર્યંચનો એમ રે, પ્રીત૦
મૂકો અબલા રોતી પ્રભુજી કેમ; માહ૦
ષટ્ જીવના રખવાલમાં શિરદાર રે, પ્રીત૦
તો કેમ વિલવતી સ્વામી મૂકો નારી. માહ૦ ૨
શિવવધૂ કેરૂં એહવું કેહવું રૂપ રે, પ્રીત૦
મુઝ મૂકીને ચિત્તમાં ધરી જિન ભૂપ; માહ૦
જિનજી લીએ સહસાવનમાં વ્રતભાર રે, પ્રીત૦
ઘાતી કરમ ખપાવીને નિરધાર. માહ૦ ૩
કેવલ ઋદ્ધિ અનંતી પ્રગટ કીધ રે, પ્રીત૦
જાણી રાજુલ એમ પ્રતિજ્ઞા લીધ; માહ૦
જે પ્રભુજીયે કીધું કરવું તેહ રે, પ્રીત૦
એમ કહી વ્રતધર થઇ પ્રભુ પાસે જેહ. માહ૦ ૪
પ્રભુ પહેલાં નિજ શોક્યનું જોવા રૂપ રે, પ્રીત૦
કેવલજ્ઞાન લહી થઇ સિદ્ધ સ્વરૂપ; માહ૦
શિવ વધૂ વરીયા જિનવર ઉત્તમ નેમ રે, પ્રીત૦
પદ્મ કહે પ્રભુ રાખ્યો અવિચલ પ્રેમ. માહ૦ ૫

( ૨ )

( જાત્રા નવાણું કરીએ વિમલગિરિ—એ દેશી. )

**સહસાવન જઈ વસીએ, ચાલોને સખી**

**સહસાવન જઈ વસીએ૦**

ઘરનો ધંધો કબુઅ ન પૂરો, જો કરીએ અહોનિશિએ;

ચાલો૦

પીયરમાં સુખ ઘડીય ન દીઠું, ભય કારણ ચઉદિશિએ.

ચાલો૦ ૧

નાક વિહૂણા સઘલ કુટુંબી, લજ્જા કિંમપિ ન પસીએ;

ચાલો૦

ભેગાં જમીએ ને નજર ન દીસે, રહેવું ઘોર તમસીએ.

ચાલો૦ ૨

પીયર પાછલ છલ કરી મહેલ્યું,

સાસરીયે સુખ વસીએ; ચાલો૦

સાસુડી તે ઘર ઘર ભટકે, લોકને થટકે ડસીએ.

ચાલો૦ ૩

કહેતાં સાસુ આવે હાંસું, બુંશીએ મુખ લેઇ મશીએ;

ચાલો૦

કંત અમારો બાળો ભોળો, જાણે ન અસિ મસિ કસીએ.

ચાલો૦ ૪

જુઠા બોલી કલહણુ શીલા, ઘર ઘર શુની જ્યૂં ભસીએ;
ચાલો૦
એ દુઃખ દેખી હઈડું મુંઝે, દુર્જનથી દૂર ખસીએ.
ચાલો૦ ૫
રૈવતગિરિનું ધ્યાન ન ધરીયું, કાલ ગયો હસ મસીએ;
ચાલો૦
શ્રી ગિરનારે ત્રણ્ય કલ્યાણક, નેમિ નમન ઉલ્લસીએ.
ચાલો૦ ૬
શિવ વરશે ચોવીશ જિનેશ્વર, અનાગત ચઉવીશીએ;
ચાલો૦
કૈલાસ ઉજ્જયંત રૈવત કહીએ, શરણ ગિરિને ફરસીએ.
ચાલો૦ ૭
ગિરનાર નંદભદ્ર એ નામે, આરે આરે છ પ્રવીશિએ;
ચાલો૦
દેખી મહીતલ મહિમા મહોટો, પ્રભુગુણ જ્ઞાન વરસિયે.
ચાલો૦ ૮
અનુભવ રંગ વધે તેમ પૂજો, કેશર ઘસી ઓરસીએ;
ચાલો૦
ભાવ સ્તવ સુત કેવલ પ્રગટે, શ્રી શુભવીર વિલસીએ.
ચાલો૦ ૯

# શ્રી ગિરનારતીર્થની સ્તુતિ. ૨

(૧)

ગિરનારે ગીરવો, વ્હાલો નેમિ જિણંદ,
અષ્ટાપદ ઉપર, પૂજી ધરો આણંદ;
સિદ્ધાંતની રચના, ગણધર કરે અનેક,
દીવાલી દીવસે, ઘો અંબાઈ વિવેક. ૧

(૨)

શ્રી ગિરનાર શિખર શણગાર, રાજીમતી હૈડાનો હાર,
જિનવર નેમિકુમાર,
પૂર્ણ કરૂણા રસ ભંડાર, ઉગાર્યો પશુઆં અંબાર,
સમુદ્રવિજય મલ્હાર;
મોર કરે મધુરા કિંકાર, વિચે વિચે કોયલના ટહુકાર,
સહસ ગમે સહકાર,
સહસાવનમેં હુઆ અણુગાર, પ્રભુજી પામ્યા કેવલ સાર,
પહોંચ્યા મુગતિ મોઝાર. ૧



## શ્રી અર્બુદગિરિ તીર્થ સ્તવન.

આદિ જિણેસર પૂજતાં, દુઃખ મેટો રે,
આબૂગઢ દ્રઢ ચિત્ત; ભવિક જઇ ભેટો રે૦
દેલવાડે દેહરાં નમી, દુઃ૦ ચાર પરિમિત નિત્ય. ભ૦ ૧
વીશ ગજ બલ પદમાવતી, દુઃ૦ચક્કેસરી દ્રવ્ય આણુ; ભ૦
શંખ દીયે અંબીસુરી, દુઃ૦ પંચ કોશ વહે બાણ. ભ૦૨
બાર પાદશાહ જીતીને, દુઃ૦ વિમલ મંત્રી આલ્હાદ; ભ૦
દ્રવ્ય ભરી ધરતી કીયો, દુઃ૦ રૂષભદેવ પ્રાસાદ. ભ૦૩
બિહુંતેર અધિકાં આઠશેં, દુઃ૦ બિંબ પ્રમાણ કહાય; ભ૦
પન્નરશેં કારીગરે, દુઃ૦ વરસ ત્રિકે તે થાય. ભ૦ ૪
દ્રવ્ય અનુપમ ખરચિયો, દુઃ૦ લાખ ત્રેપન બાર કોડી; ભ૦
સંવત દશ અઠ્ઠાશીયે, દુઃ૦ પ્રતિષ્ઠા કરી મન હોડી. ભ૦૫
દેરાણી જેઠાણીના ગોખલા, દુઃ૦ લાખ અઢાર પ્રમાણ; ભ૦
વસ્તુપાલ તેજપાલની, દુઃ૦ એ દોય કાંતા જાણ. ભ૦ ૬
મૂલ નાયક નેમીસરૂ, દુઃ૦ ચારશેં અડશઠ બિંબ; ભ૦
રૂષભ ધાતુમય દેહરે, દુઃ૦ એકસો પિસ્તાલીશ બિંબ.
ભ૦ ૭
ચઉમુખ ચૈત્ય જુહારીએ, દુઃ૦ કાઉસ્સગીયા ગુણવંત;ભ૦
બાણુ મિત્ત તેહમાં કહું, દુઃ૦ અગન્યાસી અરિહંત. ભ૦૮

અચલગઢે પ્રભુજી ઘણાં, દુઃ૦ જાત્રા કરો હુંશીયાર; ભ૦
કોડી તપે ફલ જે લહે, દુઃ૦ તે પ્રભુ ભક્તિ વિચાર. ભ૦૯
આલંબન નિરાલંબને, દુઃ૦ પ્રભુ ધ્યાને ભવપાર; ભ૦
મંગલલીલા પામીયે, દુઃ૦ વીરવિજય જયકાર.
ભ૦ ૧૦

---

## શ્રી અષ્ટાપદગિરિ તીર્થ સ્તવન.

અષ્ટાપદગિરિ યાત્રા કરણકું, રાવણ પ્રતિહરિ આયા;
પુષ્પક નામે વિમાને બેસી, મંદોદરી સુહાયા. ૧
**શ્રી જિન પૂજી લાલ, સમકિત નિર્મલ કીજે૦**
નયણે નિરખી હો લાલ, નરભવ સફલો કીજે;
હૈયડે હરખી લાલ, સમતા સંગ કરીજે. આંકણી૦
ચઉમુખ ચઉગતિ હરણ પ્રાસાદે, ચઉવીસે જિન બેઠા;
અડદિશિ સિંહાસન સમ નાસા, પૂરવ દિશિ દોય જિઠા.
શ્રી૦ ૨
સંભવ આદે દક્ષિણ ચારે, પશ્ચિમ આઠ સુપાસા;
ધર્મઆદિ ઉત્તરદિશિ જાણો, એવં જિન ચઉવીસા.
શ્રી૦ ૩
બેઠા સિંહ તણે આકારે, જિણહર ભરતે કીધાં;
રયણ બિંબ મૂરતિ થાપીને, જગ જશવાદ પ્રસિદ્ધા.
શ્રી૦ ૪

કરે મંદોદરી રાણી નાટક, રાવણ તાંત બજાવે;
માદલ વીણા તાલ તંબૂરો, પગ રવ ઠમ ઠમકાવે.
શ્રી૦ ૫

ભક્તિ ભાવે એમ નાટક કરતાં, ત્રૂટી તંતી વિચાલે;
સાંધી આપ નસા નિજ કરની, લઘુ કલાશું તતકાલે.
શ્રી૦ ૬

દ્રવ્ય ભાવશું ભક્તિ ન ખંડી, તો અક્ષય પદ સાધ્યું;
સમકિત સુરતરૂ ફલ પામીને, તીર્થંકર પદ બાંધ્યું.
શ્રી૦ ૭

એણિપરે ભવિજન જે જિન આગે, બહુ પરે ભાવના ભાવે;
**જ્ઞાનવિમલ** ગુણ તેહના અહનિશ, સુરનર નાયક ગાવે.
શ્રી૦ ૮



# શ્રી સમ્મેત શિખરગિરિ તીર્થ સ્તવન.

( ચેતન ચતુર થઇ ચૂક્યો—એ દેશી. )

નામ સુણુત શીતલ શ્રવણા, જસ દર્શન શીતલ નયણાં;
સ્તવન કરત શીતલ વયણાં રે. ૧
સમ્મેતશિખર ભેટણ અલજો,
મુજ મન બહુ ભવી સાંભલજો રે;
અનુભવ મિત્ર સહિત મલજો રે. સ૦ ૨
જંબૂદ્વીપ દાહિણ ભરતે, પૂરવદેશે અનુસરતે;
સમ્મેતશિખર તીરથ વરતે રે. સ૦ ૩
જસ દર્શન ઘન કર્મ દહે, દિનકર તાપે ગગન વહે;
શશી વસી પદ્મ વિનાશ લહે રે. સ૦ ૪
અજિતાદિક દશ શિવ વરીયા,
વિમલાદિક નવ ભવ તરીયા;
પાર્શ્વનાથ એમ વીશ મલીયા રે. સ૦ ૫
મુક્તિ વર્યા પ્રભુ ઇણુ ઠામે, વીશે ટુંકે અભિરામે;
વીશ જિનેશ્વરને નામે રે. સ૦ ૬
ઉત્તરદિશ ઐરવતમાંહિ, શ્રી સુપ્રતિષ્ઠગિરિ જ્યાંહિ;
સુચંદ્રાદિક વીશ ત્યાંહિ રે. સ૦ ૭
ઇમ દશ ક્ષેત્રે વીશ લહ્યા, એક એક ગિરિવર સિદ્ધ થયા;
તીર્થોગાલી પયન્ને કહ્યા રે. સ૦ ૮

રત્નત્રયી જેહથી લહીએ, ભવજલ પાર તે નિરવહિએ;
સજ્જન તીરથ તસ કહીએ રે. સ૦ ૯
કલ્યાણક એક જિહાં થાય, તે પણ તીરથ કહેવાય;
વીશ જિનેશ્વર શિવ જાય રે. સ૦ ૧૦
તેણે એ ગિરિવર અભિરામ, મુનિવર કોડી શિવ ઠામ;
શિવવહુ ખેલણ આરામ રે. સ૦ ૧૧
મુનિવર સૂત્ર અરથ ધારી, વિચરે ગગનલબ્ધિ પ્યારી;
દેખી તીરથ પયચારી રે. સ૦ ૧૨
સમ્મેતશિખર સુપ્રતિષ્ઠ તણી, ઠવણા પૂજન દુઃખ હરણી;
ઘેર બેઠાં શિવ નિસરણી રે. સ૦ ૧૩
દર્શને જસ દર્શન વરીએ,
લહી શુભ સુખ દુઃખડાં હરીએ;
વીરવિજય શિવ મંદિરીયે રે. સ૦ ૧૪



# શ્રી તારંગા તીર્થનાં સ્તવન. ૨

( ૧ )

ઢાલ–પહેલી

( દીઠો સુવિધિ જિણંદ–એ દેશી. )

આણંદ અધિક ઉચ્છાહ, ધરી દિલમાં ઘણો; હો લાલ-ધરી૦
બહુદિનનો ઉમાહ, સફલ થયો મુઝ તણો.
હો લાલ–સફલ૦ ૧

ભવતારણ તારંગ–અચલ જબ નિરખીયો;
હો લાલ–અચલ૦
હિયડું હેજ વિલાસ–ધરી ઘણું હરખીયો.
હો લાલ–ધરી૦ ૨

દંડ કલશ અભિરામ, ધ્વજાસ્યું સોહતો;
હો લાલ–ધ્વજા૦
ગગનશું માંડે વાદ, પ્રાસાદ મન મોહતો.
હો લાલ–પ્રાસાદ૦ ૩

કુમારપાલનરિંદ, પરમશ્રાવકે કર્યો; હો લાલ–પરમ૦
ધન્ય ધન્ય હેમસૂરીંદ, જેણે નૃપ ઉદ્ધર્યો.
હો લાલ–જેણે૦ ૪

તેણે કીધો કુમારવિહાર, નામે દેવકુલ ભલો;
હો લાલ–નામે૦
મહીયલમાંહિ જયંત, જાણે ત્રિભુવન તિલો.
હો લાલ–જાણે૦ ૫

બેઠા અજિતજિણુંદ, ગજાંક મનોહરૂ; હો લાલ–ગજાંક૦
વિજયામાત મલ્હાર, સોભાગી સુંદરૂ.
હો લાલ–સોભાગી૦ ૬

ષટઋતુની વનરાજિ, વિરાજે બહુપરે;
હો લાલ–વિરાજે૦
કોડિશિલા જિહાં દીઠે, ભવિજન મન ઠરે.
હો લાલ–ભવિ૦ ૭

તારણદેવી નામ, અછે રખવાલિકા; હો લાલ–અછે૦
એ ગિરિની મનોહાર, ભવિક સુખદાયિકા.
હો લાલ–ભવિક૦ ૮

ચાર પાજે ચઢી ચઉગતિ, દુઃખ નિકંદીયે;
હો લાલ–દુઃખ૦
ભેટી અજિતજિણુંદ, સદા આણંદીયે.
હો લાલ–સદા૦ ૯

તોરણ થંભ ઉત્તંગ, કેગરની કોરણી;
હો લાલ–કેગરની૦
પૂતલીરૂપ અનૂપ, શોભા અતિ ચોગુણી.
હો લાલ–શોભા૦ ૧૦

સિદ્ધાચલ સમ એહ, આનંદપુર પાસથી;
હો લાલ–આનંદ૦
સફલ કરો અવતાર, સુદર્શન વાસથી.
હો લાલ–સુદર્શન૦ ૧૧

## ઢાલ-બીજી.

( હો સુંદર ! પાપસ્થાનક તજો સોલમું-એ દેશી. )

સાહિબ ! અજિત જિણંદ ! અવધારીયે,
દાસ તણી અરદાસ હો;
સાહિબ ! શ્રી તારણગિરિમંડણો,
મહીમાં મહિમનિવાસ હો. સા૦ ૧૨
સા૦ ગુણ અનંત છે તાહરે, તો કાં ન દીઓ એક હો;
સા૦ તિણ ગુણથી તુઝને મિલું,
ભક્તિ તણે સુવિવેક હો. સા૦ ૧૩
સા૦ રયણાયર એક રયણડે,
દેતાં ન હોય હાણિ હો;
સા૦ તિણે નાસે લોકની આપદા,
વાધે સુજસની વાણી હો. સા૦ ૧૪
સા૦ સુનજરથી હોયે, સેવક શુદ્ધ સુબોધ હો;
સા૦ તરણિપ્રભા પણ દૂરથી,
કરે કમલાકર બોધ હો. સા૦ ૧૫
સા૦ ગિરૂઆ ગુણવંતા જિકે, હોય તે સમભાવ હો;
સા૦ ન્હાના મ્હોટા નવિ ગણે,
સવિને તારે નાવ હો. સા૦ ૧૬

સા૦ હાથે હોય કુસુમાંજલિ, વાસે વામ અવામ હો;
સા૦ ચંદ્ર જ્યોતિ સઘલે સમી,
ઉંચ નીચ ગણુ ધામ હો. સા૦ ૧૭
સા૦ મેહ મહીતલે વરસતાં, ન ગણે ઠામ કુઠામ હો;
સા૦ ચંદન નિજવાસે કરી,
તરૂવર પરિમલ ધામ હો. સા૦ ૧૮
સા૦ ફલદલ છાયા બહુ કરે, પંથીજન વિશ્રામ હો;
સા૦ વાટે જે સુરતરૂ ફળ્યા,
ઉપગારી ગુણધામ હો. સા૦ ૧૯
સા૦ ન્હાના સામું વિશેષ જે, સાહિબને ચિત્ત હોય હો;
સા૦ નિર્ગુણ પણ ગુણવંત તે,
લોક કહે સહુ કોય હો. સા૦ ૨૦
સા૦ ઈમ જાણીને તારીયે, વિનતડી દિલ આણુ હો;
સા૦ આવી લાગ્યા પાઉલે,
તેહને શી કરો તાણુ હો. સા૦ ૨૧
સા૦ લોચન લટકે તાહરે, તરીયા સેવક લાખ હો;
સા૦ કહો તેણે શ્યું આપીયું,
તે પ્રભુ મુજને દાખ હો. સા૦ ૨૨
સા૦ ચિત્ત ધરશો તો પૂરશો, એ નિશ્ચય મહારાજ હો;
સા૦ સેવક પણ સુખીયો હોયે,
વધશે સાહિબ લાજ હો. સા૦ ૨૩

સા૦ જ્ઞાનવિમલ તેજે તપે, પ્રભુતાસુંદરી સાથ હો;
સા૦ મહેર કરીને માનીયે,
વિનતડી જગનાથ હો. સા૦ ૨૪

## કલશ.

ભવભ્રાંતિવારણ જગતતારણ, તારંગગિરિવરમંડણો,
શ્રીઅજિતજિનવર નાણદિણયર, દુરિતતિમિર વિહંડણો;
ચઉતીસ અતિશય રયણ મણિગણ, ભવણવણ રયણાયરો,
શ્રીજ્ઞાનવિમલસૂરીંદવંદિત, સકલ મંગલ સુહંકરો. ૨૫



( ૨ )

જીહો તારિંગાનો રાજીયો, લાલા અજિત જિણંદ દયાલ;
જીહો સેવંતા સવિ દુઃખ ટલે, લાલા હોવે સુખ સુગાલ.

**કૃપાનિધિ તું મુજ માણ આધાર૦**

જીહો તુજ પ્રસાદ હું પામતો,
લાલા સફલ ગણું અવતાર–કૃ૦ આંકણી. ૧

જીહો તુજ ગુણ કમલ પરાગમાં,
લાલા લીનો મુજ મન ભૃંગ;
જીહો અવરદેવ ગુણ કુલનો, લાલા ન કરે તેહ પ્રસંગ.
કૃ૦ ૨

જીહો મુજ મન મોહ્યું તુજ ગુણે,
લાલા તુજ વિણ ન રહ્યું રે જાય;
જીહો તુજ મુખ ચંદ નિહાલતાં,
લાલા આનંદ અધિકો થાય. કૃ૦ ૩

જીહો તુજશું મુજ મન નેહલો, લાલા લાગો ચોલ મજીઠ;
જીહો રંગ પતંગ સમ એ નહિ,
લાલા સેવું તુજ પદ પીઠ. કૃ૦ ૪

જીહો તુજ સેવાને કારણે, લાલા ન ગણું સુરનર કોડી;
જીહો નેક નજર કરી જોઇએ, લાલા ઉભો છું કરજોડી.
કૃ૦ ૫

જીહો મુખ મટકે મોહી રહ્યો, લાલા દેખું તુજ દિદાર
જીહો લટકે તુજ લોયણુ તણે, લાલા પ્રગટે પ્રેમ અપાર
કૃ૦

જીહો અલગાથી હું આવીયો, લાલા કરવા તાહરી યાત્ર
જીહો કૃપા લહરી તાહરી લહી,
લાલા અમીય પખાલ્યું ગાત્ર. કૃ૦

જીહો મેરૂ સમોવડ તાહરો, લાલા તારિંગો પ્રાસાદ
જીહો દેખીને હરખીત હુઆ,
લાલા ટલ્યા સકલ વિખવાદ. કૃ૦

જીહો ભાવઠ ભંજન તું જયો,
લાલા અજિતનાથ જિનરાજ
જીહો તારિંગા મુખ મંડણો, લાલા સારે સઘલાં કાજ
કૃ૦

જીહો સંઘ મિલે છે સામટા,
લાલા તુજ મુખ દેખણુ કાજ
જીહો સુરતરૂ પરે તું પૂરવે,
લાલા તેહના વંછિત કાજ. કૃ૦ ૧

જીહો અજિતનાથ શિવસુખકરૂ,
લાલા પૂરો સંઘ જગીશ
જીહો શ્રીનયવિજય વિબુધ તણો,
લાલા શિષ્ય ભણે નિશદિશ. કૃ૦ ૧

## શ્રી શંખેશ્વર પાર્શ્વનાથના ચૈત્યવંદન. ૨

(૧)

સકલ ભવિજન ચમત્કારી, ભારી મહિમા જેહનો,
નિખિલ આતમરમા રાજિત, નામ જપીએ તેહનો;
દુષ્ટ કર્માષ્ટક ગંજરી જે, ભવિક જનમન સુખ કરો,
નિત્ય જાપ જપીએ પાપ ખપીએ, સ્વામી નામ
શંખેશ્વરો. ૧

બહુ પુન્યરાશી દેશ કાશી, તત્થ નયરી વણારસી,
અશ્વસેન રાજા રાણી વામા, રૂપે રતિ તનુ સારીસી;
તસ કુખે સુપન ચોદ સૂચિત. સ્વર્ગથી પ્રભુ અવતર્યો,
નિત્ય૦ ૨

પોષ માસે કૃષ્ણ પક્ષે, દશમી દિન પ્રભુ જનમીયા,
સુરકુમરી સુરપતિ ભક્તિ ભાવે, મેરૂશૃંગે સ્નાપીયા;
પ્રભાતે પૃથ્વીપતિ પ્રમોદે, જન્મ મહોચ્છવ અતિ કર્યો,
નિત્ય૦ ૩

ત્રણ લોક તરૂણી મન પ્રમોદી, તરૂણ વય જબ આવીયા,
તવ માત તાતે પ્રસન્ન ચિત્તે, ભામિની પરણાવીયા;
કમઠ શઠ કૃત અગ્નિકુંડે, નાગ બલતો ઉદ્ધર્યો,
નિત્ય૦ ૪

પોષ વદિ એકાદશી દિને, પ્રવ્રજ્યા જિન આદરે,
સુર અસુરરાજી ભક્તિ તાજી, સેવના ઝાઝી કરે;
કાઉસ્સગ્ગ કરતાં દેખી કમઠે, કીધ પરીષહ આકરો,
નિત્ય૦ ૫

તવ ધ્યાનધારા રૂઢ જિનપતિ, મેઘધારે નવિ ચલ્યો,
તેહાં ચલિત આસન ધરણુ આયો, કમઠ પરીષહ
અટકલ્યો;
દેવાધિદેવની કરી સેવા, કમઠને કાઢી પરો, નિત્ય૦ ૬
ક્રમે પાલી કેવલજ્ઞાન કમલા, સંઘ ચઉવિહ સ્થાપીને,
પ્રભુ ગયા મોક્ષે સમ્મેત-શિખરે, માસ અણુસણુ પાલીને;
શિવ-રમણી રંગે રમે રસિયો, ભવિક તસ સેવા કરો,
નિત્ય૦ ૭
ભૂત પ્રેત પિશાચ વ્યંતર, જલણુ જલોદર ભય ટલે,
રાજ રાણી રમા પામે, ભક્તિ ભાવે જો મલે;
કલ્પતરૂથી અધિક દાતા, જગતત્રાતા જય કરો,
નિત્ય૦ ૮
જરા-જર્જરી ભૂત યાદવ, સૈન્ય રોગ નિવારતા,
વઢીયાર દેશે નિત બિરાજે, ભવિક જીવને તારતાં;
એ પ્રભુ તણાં પદ પદ્મ સેવા, રૂપ કહે પ્રભુતા વરો,
નિત્ય૦ ૯



( ૨ )

સેવો પાસ શંખેશ્વરો મન્ન શુદ્ધે,
નમો નાથ નિશ્ચે; કરી એક બુદ્ધે;
હેવી દેવલાં અન્યને શું નમો છો ?
અહો ભવ્યલોકો ભુલાં કાં ભમો છો ? ૧
ત્રિલોકના નાથને શું તજો છો ?
પડ્યા પાસમાં ભૂતને કાં ભજો છો ?
સુરધેનુ છંડી અજા શું અજો છો ?
મહાપંથ મૂકી કુપંથે વજો છો. ૨
તજે કોણ ચિંતામણિ કાચ માટે,
ગ્રહે કોણ રાસભને હસ્તિ સાટે ?
સુરદ્રુમ ઉપાડી કુણ આક વાવે ?
મહા મૂઢ તે આકુલા અંત પાવે. ૩
કિહાં કાંકરોને કિહાં મેરૂ શૃંગ ?
કિહાં કેશરીને કિહાં તે કુરંગ ?
કિહાં વિશ્વનાથં કિહાં અન્ય દેવા ?
કરો એક ચિત્તે પ્રભુ પાસ સેવા. ૪
પૂજો દેવ પ્રભાવતી પ્રાણનાથં,
સહુ જીવને જે કરે છે સનાથં;
મહાતત્ત્વ જાણી સદા જેહ ધ્યાવે,
તેનાં દુઃખ દારિદ્ર દૂરે પલાવે. ૫

પામી માનુષોને વૃથા કાં ગમો છો ?
કુશીલે કરી દેહને કાં દમો છો ?
નહિ મુક્તિ વાસં વિના વીતરાગં,
ભજો ભગવંતં તજો દષ્ટિરાગં. ૬
ઉદયરત્ન ભાખે સદા હેત આણી,
દયા ભાવ કીજે પ્રભુ દાસ જાણી;
આજ માહરે મોતીડે મેહ વૂઠ્યા,
પ્રભુ પાસ શંખેશ્વરો આપ તૂઠ્યા. ૭



## શ્રી શંખેશ્વર પાર્શ્વનાથના સ્તવન. ૧૨

(૧)

( રાગ–શ્રી રાગ )

અબ મોહે ઐસી આયબની;
શ્રી શંખેસર પાસ જીનેસર, મેરે તું એક ધની.
અબ૦ ૧

તુમ બિનુ કોઉ ચિત્ત ન સુહાવે, આવે કોડી ગુણી;
મેરો મન તુજ ઉપર રસિયો, અલિ જિમ કમલ ભણી.
અબ૦ ૨

તુમ નામે સવિ સંકટ ચૂરે, નાગરાજ ઘરણી;
નામ જપુ નિશિવાસર તેરો, એ શુભ મુજ કરણી.
અબ૦ ૩

કોપાનલ ઉપજાવત દુર્જન, મથન વચન અરની;
નામ જપું જલધાર તિહાં તુજ, ધાઇ દુઃખ હરની.
અબ૦ ૪

મિથ્યામતિ બહુ જન હે જગમેં, પદ ન ધરત ધરની;
ઉનકો અબ તુમ ભકિત પ્રભાવે, ભય નહિ એક કની.
અબ૦ ૫

સજ્જન–નયન સુધારસ–અંજન, દુરજન રવિ ભરની;
તુજ મૂરતિ નિરખે સો પાવે, સુખ જસ લીલ ઘની.
અબ૦ ૬

( ૨ )

પાસ શંખેશ્વરા સાર કર સેવકા,
દેવ! કાં? એવડી વાર લાગે;
કોડી કરજોડી દરબાર આગે ખડા,
ઠાકુરા ચાકુરા માન માગે. પાસ૦ ૧
પ્રગટ થા પાસજી મેલ્ડી પડદો પરો,
મોડ અસુરાણુને આપ છોડો;
મુજ મહીરાણુ મંજુસમાં પેસીને,
ખલકના નાથજી બંધ ખોલો. પાસ૦ ૨
જગતમાં દેવ! જગદીશ! તું જાગતો,
એમ શું આજ જિનરાજ! ઉંઘે?
મોટા દાનેશ્વરી તેહને દાખીયે,
દાન દે જેહ જગકાલ મુંઘે. પાસ૦ ૩
ભીડ પડી જાદવા જોર લાગી જરા,
તતક્ષણે ત્રીકમે તુજ સંભાર્યો;
પ્રગટ પાતાલથી પલકમાં તેં પ્રભુ,
ભકતજન તેહનો ભય નિવાર્યો. પાસ૦ ૪
આદિ અનાદિ અરિહંત તું એક છે,
દીન દયાલ છે કોણુ દૂજો?
ઉદયરત્ન કહે પ્રગટ પ્રભુ પાસજી,
પામી ભયભંજનો એહ પૂજો. પાસ૦ ૫

( ૩ )

પાસજી તોરા રે પાય; પલકમાં છોડા ન જાય;

તુમસેં લગન લગી—આંકણી

લગી લગી આંખીયાને રહી રે લોભાય;
દુનિયામાં દુજો કોઈ આવે ન દાય. તુમસેં૦ ૧
આછી આછી આંગીયાંને રંગ અનૂપ;
અજબ બન્યું છે સાહિબા આજનું રૂપ. તુમસેં૦ ૨
શિર કાને કર હૈયે સોહે ઉદાર;
મુગટ કુંડલ બાજુબંધને હાર. તુમસેં૦ ૩
તુજ પદ પંકજ મુજ મન ભૃંગ;
ચિત્તમાં લાગ્યો રે સાહિબા ચોલનો રંગ. તુમસેં૦ ૪
દેવાધિદેવ તું તો દીન દયાલ;
ત્રિભુવન નાયક તુજને નમું ત્રણ કાલ. તુમસેં૦ ૫
લંબી લંબી બાઉડીને બડે બડે નેણ;
સુરતરૂ સરીખા સાહિબા શિવ સુખ દેણ. તુમસેં૦ ૬
જુની જુની મૂરતિને જ્યોત અપાર;
સુરત દેખીને પ્રભુની મોહી સંસાર. તુમસેં૦ ૭
સત્તરસેં એંશી સમેને ચૈતર માસ;
પૂરણ માસે પહોતી પૂરણ આશ. તુમસેં૦ ૮
ઉદય રતન વાચક વદે એમ;
પાર્શ્વ શંખેશ્વર જોતાં વાધ્યો છે પ્રેમ. તુમસેં૦ ૯

(૪)

પાસ શંખેશ્વર ભેટીયે રે લોલ,
મેટીયે વિઘ્ન વિકાર રે; વાલ્હેસર૦
અદ્‌ભુતકીર્તિ કલિયુગે રે લોલ,
ભવિજનને આધાર રે. વા૦ પાસ૦ ૧
દેશ દેશના જન ઘણા રે લોલ,
યાત્રા કરવા કાજ રે; વા૦
આવે અતિ ઉલટ ભર્યા રે લોલ,
લેઇ લેઇ પૂજ સમાજ રે. વા૦ પાસ૦ ૨
નવરંગી આંગી રચે રે લોલ,
ભવી અંગે ધરી ભાવ રે; વા૦
એહિજ ભાવના ભાવતા રે લોલ,
ભવજલ તરવા નાવ રે. વા૦ પાસ૦ ૩
કમઠ હઠી હઠ ભંજણો રે લોલ,
રંજણો જગજન ચિત્ત રે; વા૦
સાથ મિલ્યો હવે તાહરો રે લોલ,
કીધો જન્મ પવિત્ત રે. વા૦ પાસ૦ ૪
વામાનંદન વાલહા રે લોલ,
પ્રભાવતીના નાથ રે; વા૦
જ્ઞાનવિમલ ગુણ બાંહથી રે લોલ,
ગ્રહીને કરો સનાથ રે. વા૦ પાસ૦ ૫

(૫)

દરિસણુ દ્યોજી દ્યોજી દ્યોજી દ્યોજી,
શ્રીશંખેશ્વર સાહિબ દરિસણુ દ્યોજી.
ત્રિભુવનનાં નાયક–દ૦ મ્હેં છાં તુમ પદના પાયક–દ૦
જિમ પ્રગટે સમકિત ખાયક–દ૦
આશ કરી ઉમાહ્ય ધરીને, અલગાંથી અમે આયા;
મહેર ધરી જો દરિસણુ આપો,
તો અમે સવિ સુખ પાયા. દ૦ ૧
એકણુ ચિત્તે શુભ વિધિ રીતે, અવિચલ પ્રીતે ધ્યાતાં;
ગતિ મતિ થિતિ છતી તુંહિ તુંહિ,
ઈમ બહુવિધ ગુણુ જ્ઞાતા. દ૦ ૨
લોચન લીલે અનુભવ શીલે, ખલક પલકમેં તારી;
તો એવડી શી ઢીલ કરો છો, આજે અમારી વારી.
દ૦ ૩
દરિસણુથી દર્શન હુએ નિર્મલ, દર્શન ગુણુ પણુ આવે;
દર્શન મુદ્રા તેહીજ શુદ્ધિ, ત્રિકરણુ તુમ ગુણુ ગાવે.
દ૦ ૪
જ્ઞાનવિમલ લીલાએ જાણો, વાત અમારી સ્વામી;
તુમ આણા અનુસારે સાચું, એ પ્રતીત મેં પામી.
દ૦ ૫

( ૬ )

પ્રભુ જગજીવન જગ બંધુ રે, સાંઇ સયાણો રે૦
તારી મુદ્રાએ મન માન્યું રે, જૂઠ ન જાણો રે૦
તું પરમાતમ ! તું પુરૂષોત્તમ !
વાલા મારા તું પર બ્રહ્મ સ્વરૂપી;
સિદ્ધિ સાધક સિદ્ધાંત સનાતન, તું ત્રય ભાવે પ્રરૂપી રે.
સાંઇ સયાણો રે–તારી૦ ૧
તાહરી પ્રભુતા ત્રિહું જગમાંહે, વા૦
પણ મુજ પ્રભુતા મોટી;
તુજ સરીખો માહરે મહારાજા,
માહરે નહિ કાંઇ ખોટ રે–સાં૦ ૨
તું નિરદ્રવ્ય પરમપદવાસી, વા૦ હું તો દ્રવ્યનો ભોગી;
તું નિરગુણ હું તો ગુણધારી,
હું કરમી તું અભોગી રે–સાં૦ ૩
તું તો અરૂપી ને હું રૂપી, વા૦ હું રાગી તું નીરાગી;
તું નિરવિષ હું તો વિષધારી,
હું સંગ્રહી તું ત્યાગી રે–સાં૦ ૪
તાહરે રાજ નથી કોઈ એકે, વા૦ ચૌદ રાજ છે મહારે;
માહરી લીલા આગલ જોતાં,
અધિકું શું છે તાહરે રે–સાં૦ ૫

પણ તું મોટો ને હું છોટો, વા૦ ફોગટ કુલ્યે શું થાય;
ખમજો એ અપરાધ અમારો,
ભક્તિ વશે કહેવાય રે—સાં૦ ૬
શ્રી શંખેશ્વર વામાનંદન, વા૦ ઉભા ઓલગ કીજે;
રૂપવિબુધનો મોહન પભણે, ચરણુની સેવા દીજે રે.
સાંઈ સયાણો રે—તારી મુદ્રાએ૦ ૭



( ૭ )

સુણો સખી શંખેશ્વર જઇએ, વિશ્વંભરને શરણે રહીએ;
દુઃખ છંડીને સુખીઆ થઇએ. સુણો૦ ૧
નમિયે દેવાધિદેવા, સાચે શુદ્ધે કરૂં સેવા;
ચિત્ત વસે સાચુંજ કહેવા. સુણો૦ ૨
આણી કષ્ટ થકી તો આરે, સેવક સાહિબ દિલ ધારે;
ભરાવી દામોદર વારે. સુણો૦ ૩
પડિમા પાર્શ્વનાથ તણી, ગંગા જમનામાંહે ઘણી;
કાલ અસંખ્ય જિનેંદ્ર ભણી. સુણો૦ ૪
લવણોદધિ વ્યંતર નગરે, ભુવનપતિમાં એમ સઘલે;
પૂજી ભાવ ઘણે અમરે. સુણો૦ ૫

ચંદ્ર સૂરજ–વિમાને, કલ્પે સોધર્મ ઈશાને;
અર્ચીં બારમા ગીર્વાણે. સુણો૦ ૬
જાદવ લોક જરા વાસી, રામ હરિ રહ્યા ઉદાસી;
અઠ્ઠમ ધ્યાન ધરે આસી. સુણો૦ ૭
પદ્માવતી દેવી તુઠી, શંખેશ્વર પ્રતિમા દીધી;
જાદવ લોક જરા નીઠી. સુણો૦ ૮
પાર્શ્વ પ્રભુનો જશ વ્યાપે, શંખેશ્વર નગરી થાપે;
સેવકને વાંછિત આપે. સુણો૦ ૯
ગામે ગામે ઓચ્છવ થાવે, થોક ગુણિજન ગુણ ગાવે;
શંખેશ્વર નગરી પાવે. સુણો૦ ૧૦
તે પ્રભુ ભેટણને કામે, શા મૂલચંદ સુત શ્રી પામે;
સંઘવી માણેકશા નામે. સુણો૦ ૧૧
વંશે વડા છે શ્રીમાલી, ઈચ્છાચંદ માણેક જોડ ભલી;
ગુર્જર દેશનો સંઘ મલી. સુણો૦ ૧૨
અઢારસો સીત્તોતેર વરસે, માગશર વદિ પડવા દિવસે;
વિશ્વંભર ભેટ્યા ઉલ્લસે. સુણો૦ ૧૩
સાહિબ મુખ દેખી હસતા, શ્રી **શુભવીર** વિઘન હરતા;
પ્રભુનામે કમલા વરતા. સુણો૦ ૧૪



(૮)

**આજ શંખેશ્વર જિન ભેટીએ,**

ભેટંતા ભવ દુઃખ નાસે; સાહિબ મોરા રે૦

જયો અશ્વસેન કુલ ચંદ્રમા,

માતા વામા સુત પાસ. સા૦ આ૦ ૧

ભક્ત વત્સલ જન ભયહરૂ,

હસતાં હણીયા ખટ હાસ્ય; સા૦

દાનાદિક પાંચને દુહવ્યા,

ફરી નાવે પાસની પાસ. સા૦ આ૦ ૨

કરી કામને કારમી કમકમી,

મિથ્યાત્વને ન દીઉં માન; સા૦

અવિરતિને રતિ નહિ એક ઘડી,

અગુણી અલગું અજ્ઞાન. સા૦ આ૦ ૩

નિંદક નિદ્રાને નાસવી,

મૃત રાગને રોગ અપાર; સા૦

એક ધક્કે દ્વેષને ઢાલીયો,

એમ નાઠા દોષ અઢાર. સા૦ આ૦ ૪

વલી મત્સર મોહ મમત ગયો,

અરિહા નિરિહા નિરદોષ; સા૦

ધરણેન્દ્ર કમઠ સુર બિહું પરે,

તુસ માત્ર નહિ તોષ રોષ. સા૦ આ૦ ૫

અચરિજ સુણજો એક તેણે સમે,
શત્રુને સમકિત દાય; સા૦
ચંદન પારસ ગુણ અતિ ઘણા,
અક્ષર થોડે ન કહાય. સા૦ આ૦ ૬
જાગરણ દશા ઉપર ચઢ્યા,
ઉજાગરણે વીતરાગ; સા૦
આલંબન ધરતા પ્રભુ તણું,
પ્રભુતા સેવક સૌભાગ્ય. સા૦ આ૦ ૭
ઉપાદાન કારણ કારજ સધે,
અસાધારણ કારણ નિત્ય; સા૦
જો અપેક્ષા કારણ ભવી લહે,
ફલદા કારણ નિમિત્ત. સા૦ આ૦ ૮
પ્રભુ ત્રાયક સાયકતા ધરી,
દાયક નાયક ગંભીર; સા૦
નિજ સેવક જાણી નિવાજીએ,
તુમ ચરણે નમે શુભવીર. સા૦ આ૦ ૯



( ૯ )

( મહાવીર પ્રભુ ઘરે આવે–એ દેશી. )

નિત્ય સમરૂં સાહિબ સયણાં, નામ સુણતાં શીતલ શ્રવણાં,
જિન દરિસણે વિકસે નયણાં, ગુણ ગાતાં ઉલસે વયણાં રે;
શંખેશ્વર સાહિબ સાચો, બીજાનો આશરો કાચો રે.
શંખેશ્વર૦ ૧

દ્રવ્યથી દેવ દાનવ પૂજે, ગુણ શાંતરૂચિપણું લીજે;
અરિહાપદ પજ્જવ છાજે, મુદ્રા પદ્માસન રાજે રે.
શં૦ ૨

સંવેગે તજી ઘરવાસો, પ્રભુ પાસના ગણધર થાશો;
તવ મુક્તિપુરીમાં જાશો, ગુણિલોકમાં વયણે ગવાશો રે.
શં૦ ૩

એમ દામોદર જિનવાણી, આષાઢી શ્રાવકે જાણી;
જિન વંદી નિજ ઘર આવે,
પ્રભુ પાર્શ્વની પ્રતિમા ભરાવે રે. શં૦ ૪

ત્રણ કાલ તે ધૂપ ઉખેવે, ઉપકારી શ્રી જિન સેવે;
પછી તેહ વૈમાનિક થાવે,
તે પ્રતિમા પણ તિહાં લાવે રે. શં૦ ૫

ઘણા કાલ પૂજી બહુમાને, વલી સૂરજ ચંદ્ર વિમાને;
નાગ લોકના કષ્ટ નિવાર્યાં,
જ્યારે પાર્શ્વ પ્રભુજી પધાર્યાં રે. શં૦ ૬

યદુ સૈન્ય રહ્યો રણ ઘેરી, જીત્યા નવિ જાયે વૈરી;
જરાસંધે જરા તવ મેલી, હરિ બલ વિના સઘલે ફેલી રે.
શં૦ ૭

નેમીશ્વર ચોકી વિશાલી, અઠ્ઠમ કરે વનમાલી;
તૂઠી પદમાવતી બાલી, આપે પ્રતિમા ઝાક ઝમાલી રે.
શં૦ ૮

પ્રભુ પાસની પ્રતિમા પૂજી, બલવંત જરા તવ ધ્રૂજી;
છંટકાવ ન્હવણજલ જોતી, જાદવની જરા જાય રોતી રે.
શં૦ ૯

શંખ પૂરી સહુને જગાવે, શંખેશ્વર ગામ વસાવે;
મંદિરમાં પ્રભુ પધરાવે, શંખેશ્વર નામ ધરાવે રે.
શં૦ ૧૦

રહે જે જિનરાજ હજૂરે, સેવક મન વંછિત પૂરે;
એ પ્રભુજીને ભેટણ કાજે, શેઠ મોતીભાઇને રાજે રે.
શં૦ ૧૧

નાના માણેક કેરા નંદ, સંઘવી પ્રેમચંદ વીરચંદ;
રાજનગરથી સંઘ ચલાવે,
ગામો ગામના સંઘ મિલાવે રે. શં૦ ૧૨

અઢાર અઠોતેર વરસે, ફાગણ વદિ તેરસ દિવસે;
જિન વંદી આનંદ પાવે,
શુભવીર વચન રસ ગાવે રે. શં૦ ૧૩

આ નીચે આપેલ સ્તવનને અંગે એવું જાણુવામાં આવ્યું છે કે કોઇ એક ગામનો શ્રાવક આનંદઘનજી મ–ના પદોનો અર્થ તેમના અભિપ્રાય પ્રમાણે કરે છે એવી વાત પં. વીરવિજયજી મ–ના કાને આવી ત્યારે તેઓ બોલ્યા કે પદનો અર્થ વિદ્વાન માણુસ કરી શકે એ બરાબર છે પણુ કર્તાના અભિપ્રાય મુજબ કરે છે એની ખાત્રી થાય નહિ. બીજે દિવસે એ શ્રાવકને આ ' સહજાનંદી શીતલ સુખ ભોગી તો ' એ પદથી શરૂ થતું પોતાનું સ્તવન અર્થ કરવા આપ્યું ત્યારે પેલો શ્રાવક એ સ્તવનનો અર્થ કરી શક્યો નહિ એટલુંજ નહિ, પરન્તુ કયા તીર્થંકરનું આ સ્તવન છે તે પણુ કળી શક્યો નહિ. આટલું આ સ્તવનને અંગે પ્રાસંગિક જણાવ્યા બાદ એનો અર્થ પણુ સૌ કોઇને ખ્યાલમાં આવે તે માટે તેમણે પોતેજ આ સ્તવન ઉપર ટબો લખ્યો છે તેને આધારે આ સ્તવનની નીચે એનો અર્થ આપીએ છીએ.

(૧૦)

સહજાનંદી શીતલ સુખ ભોગી તો,

હરિ દુઃખ હરી ઇશતા વરી;

**કેસર ચંદન ઘોલી પૂજો રે કુસુમે–આંકણી૦**

[૧]અમૃતવેલિના વૈરીની બેટી તો,

કંત હાર તેહનો અરિ. કે૦ ૧

---

૧–**શ્રી**–અમૃતવેલિનો વૈરી હિમ, પરન્તુ તે હિમ શબ્દથી અહિં હિમાચલ લેવો, તેની બેટી પાર્વતી–તેનો કંત મહાદેવ તેનો હાર સર્પ–તેનો અરિ ગરૂડ–તેનો સ્વામી કૃષ્ણુ–તેની કાન્તા લક્ષ્મી–તેનું એક અક્ષરનું નામ ' **શ્રી** ' તેને આગળ સ્થાપવું.

તેહના સ્વામીની કાન્તાનું નામ તો,
એક વરણે લક્ષણ ભરી;
તે ધુર થાપીને આગલ વહીયે તો,
[2]ઉષ્માણ ચન્દ્ર ક ખં ધરી. કે૦ ૨
[3]ક્રૂરસનો વરણ તે નયન પ્રમાણે તો,
માત્રા સુંદર શિર ધરી;
[4]વીશરાજ સુત દાહક નામે તો,
તિગ વરણાદિ દૂરે કરી. કે૦ ૩

---

૨–શં–ઉષ્માણ ' શષસહ '–' ચન્દ્ર ' એટલે તેનો પહેલો અક્ષર–' ક ' એટલે તેના શિર ઉપર–' ખં ' એટલે શૂન્ય તેને મુકીએ એટલે ' શં ' થશે.

૩–ખે–સ્પર્શ વ્યંજનનો ' નયન ' પ્રમાણે વર્ણ ' ખ '–તેના શિર ઉપર માત્રા ધરીએ એટલે ' ખે ' થશે.

૪–શ્વર–' વીશ ' આ પદમાં ' વી ' એટલે પક્ષી અને ' ઈશ ' એટલે તેનો સ્વામી ગરૂડ–તેનો રાજા કૃષ્ણ–તેનો પુત્ર પ્રદ્યુમ્ન ( કામ ) તેને બાળનાર મહાદેવ–તેનું ત્રણ અક્ષરનું નામ ઇશ્વર તેમાંથી પહેલો અક્ષર દૂર કરી બાકીના બે અક્ષર લેવા એટલે ' શ્વર ' થશે.

[5]એકવીશમે ફરસે ધરી કરણુ તો,
[6]અર્થાભિધ તે સમ હરી;
અંતસ્થે બીજો સ્વર ટાલી તો,
શિવગામી ગતિ આચરી. કે૦ ૪
[7]વીશ ફરસ વલી સંયમ માને તો,
આદિ કરણુ કરી દિલ ધરી;
એણે નામે જિનવર નિત્ય ધ્યાઉં તો,
જિનહર જિનકું પરિહરી. કે૦ ૫
[8]ત્ર્યંબકે દાહ્યો [9]વૃષ જન બોલે તો,
વાત એ દિલમાં ન ઉતરી;
[10]અજ ઇશ્વર પણુ [11]સીતાની આગે તો,
જાસ વિવશ નટતા ધરી. કે૦ ૬

---

૫–પા–એકવીશમો સ્પર્શ વ્યંજન 'પ' તેને 'કરણુ' એટલે કાનો કરીએ તો 'પા' થશે.

૬–શ્ર્વ–'અર્થાભિધ' અર્થ (ધન)નું એક અક્ષરનું નામ 'સ્વ' [સ્વ] તથા અંતસ્થ બીજો 'ર' તેમાંથી સ્વર ટાળીને રેફને શીવગામી એટલે ઉર્ધ્વ ચઢાવીએ તો 'શ્ર્વ' થશે.

૭–નાથ–વીશમો સ્પર્શ વ્યંજન 'ન' તથા 'સંયમમાને' એટલે સત્તરમો સ્પર્શ વ્યંજન 'થ' તે બેમાંથી પહેલાને 'કરણુ' કરી એટલે કાનો કરીએ તો 'નાથ' થશે.

૮–મહાદેવ. ૯–કામ. ૧૦–કૃષ્ણુ. ૧૧–લક્ષ્મી અથવા પાર્વતી.

તે જિન તસ્કર તું જિન રાજા તો,

[12]હરિ પ્રણમે તુજ પાઉં પરી;

બાલપણે ઉપગારે [13]હરિપતિ,

સેવન છલ લંછન [14]હરિ. કે૦ ૭

પ્રભુ પ્રત્યય કજ અલિ હોત રહીયે તો,

ભવ ભવમાં નહિ [15]શલિ કલિ;

મન મંદિર મહારાજ પધારે તો,

[16]હરિ ઉદયે ન [17]વિભાવરી. કે૦ ૮

[18]સારંગમાં [19]શંપા જ્યું ઝરકત,

ધ્યાન અનુભવ લેહરી;

**શ્રી શુભવીર વિજય** શિવ વહૂને તો,

ઘર તેડંતા હોય ઘરી. કે૦ ૯



---

૧૨–ઇન્દ્ર. ૧૩–ધરણેન્દ્ર. ૧૪–સર્પ. ૧૫–શરીરની પીડા.
૧૬–સૂર્ય. ૧૭–રાત્રિ. ૧૮–મેઘઘટા. ૧૯–વિજળી.

(૧૧)

(વીતરાગકો દેખ દરશ–એ દેશી.)

**શ્રી શંખેશ્વર દેખ દરશ,** કુમતિ મેરી મીટ ગઇ રે૦

જ્ઞાની બચન પૂજા રસ છાયો,
નાસ કષ્ટ ભવિજન મન ભાયો;
યું જિન મૂરતિ રંગ દેખ,
દુર્ગતિ મેરી ખુટ ગઇ રે. શ્રી૦ ૧

નિર્વિકાર વામા સંગ ત્યાગી,
જપ માલા નહિ નાથ નીરાગી;
શસ્ત્ર નહિ કર દ્વેષ મીટે,
ભ્રમતા સબ છુટ ગઇ રે. શ્રી૦ ૨

આનંદ મંગલ જગમેં ચાર,
મંગલ પ્રથમહી જગ કિરતાર;
શ્રી વામાસુત પાસ તુંહી,
અઘભ્રાંતિ મીટ ગઇ રે. શ્રી૦ ૩

શ્યામ મેઘ સમ પાસજી નિરખી,
આતમ આનંદ શિખી જિમ હરખી;
કરત શબ્દ મુખ પાસ તુંહી,
એહી રટના રટ ગઇ રે. શ્રી૦ ૪



( ૧૨ )

સારકર સારકર સ્વામી શંખેશ્વરા,
વિશ્વ વિખ્યાત એકાંત આવો;
જગતના નાથ મુજ હાથ ઝાલી કરી,
આજ કિમ કાજમાં વાર લાવો? સારકર૦ ૧
હૃદય મુજ રંજણો શત્રુ દુઃખ ભંજણો,
ઈષ્ટ પરમિષ્ટ મોહે તુંહિ સાચો;
ખલક ખિજમત કરે વિપતિ સમે ખિણુ ભરે,
નવિ રહે તાસ અભિલાષ કાચો. સારકર૦ ૨
યાદવા રણુજણે રામ કેશવ રણે,
જામ લાગી જરા નિંદ સોતી;
સ્વામી શંખેશ્વરા ચરણુજલ પામીને,
યાદવાની જરા જાય રોતી. સારકર૦ ૩
આજ જિનરાજ ઉંઘે કિશ્યું? આ સમે,
જાગ મહારાજ! સેવક પનોતા;
સુબુદ્ધિ મદ્યે ટલે દ્યૂતેં દોલત હરે,
વીર હાકે રિપુવૃંદ રોતા. સારકર૦ ૪
દાસ હું જન્મના પૂરીયે કામના,
ધ્યાનથી માસ દશ દોય વીત્યા;
વિકટ સંકટ હરો નિકટ નયણાં કરો,
તો અમે શત્રુ નૃપતિકું જીત્યા. સારકર૦ ૫

કાલમુંધે અશન શીતકાલે વસન,
શ્રમ સુખાસન રણે ઉદક દાઇ;
સુગુણનર સાંભરે વિસરે નહિ કદા,
પાસજી તું સદા છે સખાઇ. સારકર૦ ૬
માત તું તાત તું ભ્રાત તું દેવ તું,
દેવ દુનિયામાં દૂજો ન વહાલો;
**શ્રી શુભવીર** જગ જીતડંકો કરે,
નાથજી નેક નયણે નિહાલો. સારકર૦ ૭



## શ્રી શંખેશ્વર પાર્શ્વનાથની સ્તુતિ.

શંખેશ્વર પાસજી પૂજીએ,
નર ભવનો લાહો લીજીએ;
મન વંછિત પૂરણ સુરતરૂ,
જય વામાસુત અલવેસરૂ. ૧
હોય રાતા જિનવર અતિ ભલા,
હોય ધોલા જિનવર ગુણનીલા;
હોય નીલા હોય શામલ કહ્યા,
સોલે જિન કંચન વર્ણ લહ્યા. ૨
આગમ તે જિનવર ભાખીયો,
ગણધર તે હૈડે રાખીયો;
તેહનો રસ જેણે ચાખીયો,
તે હુવો શિવસુખ સાખીયો. ૩
ધરણેંદ્રરાય પદ્માવતી,
પ્રભુ પાર્શ્વતણાં ગુણ ગાવતી;
સહુ સંઘના સંકટ ચૂરતી,
નયવિમલનાં વંછિત પૂરતી. ૪



## શ્રી શામલા પાર્શ્વનાથ જિન સ્તવન. ૨

(૧)

( પરમપુરૂષ પરમાતમા, સાહેબજી—એ દેશી. )

અકલ સરૂપી શામલા સાહેબજી,
અરજ સુણો અમ એક હો;
**મનડારા મોહન માનો વિનતિ–સાહેબજી૦**
આસંગાયત આંગણે–સા૦
ઉભો ઓલગ કરે છેક હો. મનડારા૦ ૧
મોહ મહીપના રાજમાં–સા૦
સુભટ ઘણા સેતાન હો; મનડારા૦
પીડા કરે પ્રાણી ભણી–સા૦
ક્રોધ લોભ માયા માન હો. મનડારા૦ ૨
ભવ પાટણમાં ભટકતા–સા૦
ચૌટા ચોરાશી લાખ હો; મનડારા૦
ચઉગતિ શેરી સાંકડી–સા૦
દુઃખતરૂ જીહાં શત શાખ હો. મનડારા૦ ૩
રાગ દ્વેષ સુત મોહના–સા૦
હરિ ગજ વિક્રમ જાસ હો; મનડારા૦
પીડે તે જગ જીવને–સા૦
કરી કરી બહુ વિધ પાસ હો. મનડારા૦ ૪

એ દુઃખથી અમ રાખીએ-સા૦
ભગત વચ્છલ ભગવંત હો; મનડારા૦
અરજ સુણી ન ઉવેખીયે-સા૦
તુમ બલ શક્તિ અનંત હો. મનડારા૦ ૫
તાર્યા બહુ નર નારીને-સા૦
વિવિધ કરી ઉપદેશ હો; મનડારા૦
આજ કિસ્યું બોલો નહિ-સા૦
અમસાથે એક લેશ હો. મનડારા૦ ૬
અવસર પામી બોલશું-સા૦
એકાંતે અમે આજ હો; મનડારા૦
નિજ પદ પદ્મની ચાકરી-સા૦
રૂપને દ્યો મહારાજ હો. મનડારા૦ ૭



(૨)

મેરે સાહિબ પાસજી, પ્રભુ ! વામાનંદા;
ખીજમતગાર ગરીબ હું, મેં તેરા બંદા. મેરે૦ ૧
સેવા સારે [1]વાસુકી, લંછન મિસે ઇંદા;
તુમ ઉપગારસુધારસે, થયો તે ધરણિંદા. મેરે૦ ૨
અનુભવ તેજ પ્રકાશથી, જીત કોડી દિણંદા;
નિજદાને દાસી કર્યા, સુરમણિ હરિ ચંદા. મેરે૦ ૩
શામલપાસ સોહંકરૂં, સમ મેરૂગિરિંદા;
સાહિબસુનજરથી હોવે, નિતુ પરમાનંદા. મેરે૦ ૪
અવર દેવ તુમ અંતરો, જિમ મહિષ ગઇંદા;
દેવ ! દેવાધિપણે કરી, પિચુમંદ માકંદા. મેરે૦ ૫
ત્રિભુવન ભવને વિસ્તર્યો, જસ ગુણ મકરંદા;
**જ્ઞાનવિમલ** સેવા કરે, પ્રભુ પદ અરવિંદા. મેરે૦ ૬



૧—સર્પ

## શ્રી પંચાસરા પાર્શ્વનાથ જિન સ્તવન.

( લાછલદે માત મલ્હાર–એ દેશી. )

શ્રી પંચાસરપાસ, મહીમાં મહિમ નિવાસ;
આજ હો પસર્યો રે, પરિમલ જસ ચંદનની પરે જી. ૧
રવિથી અધિક પ્રકાશ, લોકાલોક વિકાશ;
આજ હો કરતો રે, નિજ જ્ઞાને જ્ઞાયક ભાવથી જી. ૨
શાંત–સુધારસ વૃષ્ટિ, મુદ્રા મનોહર સૃષ્ટિ;
આજ હો એહવી રે, નવિ દીસે બીજા દેવને જી. ૩
અતિશયવંત મહંત, ગુણ અનંત ભગવંત;
આજ હો દીઠું રે, અતિ મીઠું દરિસણ તાહરૂં જી ૪
જ્ઞાનવિમલગુણ વૃદ્ધિ, તેહથી દર્શનસિદ્ધિ;
આજ હો વાધે રે, સુખ સાધે સહજ વિલાસથી જી. ૫



## શ્રી અંતરીક્ષ પાર્શ્વનાથનું સ્તવન.

જય ! જય ! જય ! જય ! પાસ જિણુંદ; ટેક૦

અંતરીક પ્રભુ ! ત્રિભુવન તારન,

ભવિક કમલ ઉલ્લાસ દિણુંદ. જય૦ ૧

તેરે ચરન શરન મેં કીને, તૂં બિનું કુન તારે ભવ ફંદ;

પરમ પુરૂષ પરમારથ-દરશીં, તૂં દિયે ભવિકકું પરમાનંદ.

જય૦ ૨

તૂં નાયક તૂં શિવસુખ-દાયક, તૂં હિતચિંતક તૂં સુખકંદ;

તૂં જનરંજન તૂં ભવભંજન, તૂં કેવલ-કમલા-ગોવિંદ.

જય૦ ૩

કોડી દેવ મિલકે કર ન શકે, એક અંગુઠ રૂપ પ્રતિછંદ;

ઐસો અદ્ભુત રૂપ તિહારો, વરષત માનુ અમૃતકો બુંદ.

જય૦ ૪

મેરે મન મધુકરકે મોહન, તુમ હો વિમલ સદલ અરવિંદ;

નયન ચકોર વિલાસ કરતુ હે, દેખત તુમ મુખ પુરનચંદ.

જય૦ ૫

દૂર જાવે પ્રભુ ! તુમ દરિશનતેં,

દુખ-દોહગ દાલિદ્ર-અઘ-દંદ;

વાચક જસ કહે સહસ ફલતેં તુમ હો,

જે બોલે તુમ ગુનકે વૃંદ. જય૦ ૬

## શ્રી ગોડીપાર્શ્વનાથ જિન સ્તવન.

વામાનંદન જિનવર ગોડી, ચરણ કમલ અનુસરીયે કે
**જગનાતારૂ૦ મુજ તારો રે જિણેસર સ્વામી૦**
એકવાર વંદન શ્રુત રીતે, ભવજલ હેલા તરીએ કે.
જગ૦ મુજ૦

હરિલંછન દક્ષિણ પય જંઘે, નીલ વરણ જિનરાયા કે; જગ
કલ્યાણક પંચે સવિ જગને, સાહિબ સુખ ઉપાયા કે
જગ૦ મુજ૦

નાણને દરશન ચરણ અનંતુ, દાનાદિક અનંતા કે; જગ
અગુરૂ લઘુ અવગાહનવંતા, અરૂપી સરૂપી ભદંતા કે
જગ૦ મુજ૦

અજર અખંડ અકોહી અમાની,
અમાયી અલોભી અવ્યાધિ કે; જગ
અકલેશી અજ અમર અયોગી, સુખભોગી અનુપાધિ કે
જગ૦ મુજ૦

તુમ સેવે તે તુમ સમ હોવે, ભૂત્યાશ્રિત નર સંગે કે; જગ
લહે સંપદ **શુભ** ચિત્ત હિતકારી,
**વીરવિજય** મન રંગે કે. જગ૦ મુજ૦



## બીજનું ચૈત્યવંદન.

દુવિધ ધર્મ જેણે ઉપદિશ્યો, ચોથા અભિનંદન;
બીજે જનમ્યા તે પ્રભુ, ભવ દુઃખ નિકંદન. ૧
દુવિધ ધ્યાન તુમે પરિહરો, આદરો દોય ધ્યાન;
એમ પ્રકાશ્યું સુમતિ જિને, તે ચવિઆ બીજ દિન. ૨
દોય બંધન રાગ દ્વેષ, તેહને ભવી તજીએ;
મુજ પરે શીતલ જિન કહે, બીજ દિને શિવ ભજીએ. ૩
જીવાજીવ પદાર્થનું, કરી નાણુ સુજાણુ;
બીજ દિને વાસુપૂજ્ય પરે, લહો કેવલ નાણુ. ૪
નિશ્ચય નય વ્યવહાર દોય, એકાંત ન ગ્રહીએ;
અરજિન બીજ દિને ચવી, એમ જન આગલ કહીએ. ૫
વર્તમાન ચોવીશીએ, એમ જિન કલ્યાણુ;
બીજ દિને કેઈ પામીઆ, પ્રભુ નાણુ નિર્વાણુ. ૬
એમ અનંત ચોવીશીએ, હુઆ બહુ કલ્યાણુ;
જિન ઉત્તમપદ પદ્મને, નમતાં હોય સુખખાણુ. ૭



## બીજની સ્તુતિ.

જંબૂદ્વીપે અહોનિશ દીપે, દોય સૂર્ય દોય ચંદાજી,
તાસ વિમાને શ્રી ઋષભાદિક, શાશ્વતા શ્રી જિનચંદાજી;
તેહ ભણી ઉગતે શશી નિરખી, પ્રણમે ભવિજન ચંદાજી,
બીજ આરાધો ધર્મની બીજે, પૂજો શાંતિજિણંદાજી. ૧
દ્રવ્યભાવ દોય ભેદે પૂજો, ચોવીશે જિનચંદાજી,
બંધન દોયને દૂર કરીને, પામ્યા પરમાણંદાજી;
દુષ્ટ ધ્યાન દોય મત્તમતંગજ, ભેદન મત્તમયંદાજી,
બીજ તણે દિન જે આરાધે, જેમ જગ મહા ચિરનંદાજી. ૨
દ્વિવિધ ધર્મ જિનરાજ પ્રકાશે, સમવસરણ મંડાણજી,
નિશ્ચયને વ્યવહાર બેહુશું, આગમ મધુરી વાણજી;
નરક તિર્યંચગતિ દોય ન હોવે, બીજને જે આરાધેજી,
દ્વિવિધ દયા ત્રસ થાવરકેરી, કરતાં શિવસુખ સાધેજી. ૩
બીજ વદન પર ભૂષણ ભૂષિત, દીપે નિલવટ ચંદાજી,
ગરૂડ જક્ષ નારી સુખકારી, નિર્વાણી સુખ કંદાજી;
બીજ તણો તપ કરતાં ભવિને, સમકિત સાન્નિધ્ય કારીજી,
ધીરવિમલ શિષ્ય કહે ઇણ વિધ શીખ,
સંઘના વિઘ્ન નિવારીજી. ૪



# પંચમીનું ચૈત્યવંદન.

બાર પરષદા આગલે, શ્રી નેમિ જિનરાય;
મધુર ધ્વનિ દીએ દેશના, ભવિજનને હિતદાય. ૧
પંચમી તપ આરાધીએ, જિમ લહીએ જ્ઞાન અપાર;
કાર્તિક સુદિ પંચમી ગ્રહો, હરખ ઘણો બહુમાન. ૨
પાંચ વર્ષ ઉપર વલી, પંચ માસ લગે જાણ;
અથવા જાવજ્જીવ લગે, આરાધો ગુણ ખાણ. ૩
વરદત્તને ગુણમંજરી, પંચમી આરાધી;
અંતે આરાધન કરી, શિવપુરીને સાધી. ૪
ઇણિપરે જે આરાધશે એ, પંચમી વિધિસંયુક્ત;
જિન ઉત્તમ પદ પદ્મને, નમી થાયે શિવભક્ત. ૫



## પંચમીનું સ્તવન.

ઢાલ—છઠ્ઠી.

ચોવીશ દંડક વારવા, હું વારી લાલ૦
ચોવીશમો જિનચંદ રે; હું વારી લાલ૦
પ્રગટ્યો પ્રાણુત સ્વર્ગથી, હું૦
ત્રિશલા ઉર સુખકંદ રે. હું૦ ૧

**મહાવીરને કરૂં વંદના—હું૦ એ આંકણી.**

પંચમી ગતિને સાધવા, હું૦ પંચમ નાણુ વિલાસ રે; હું૦
મહાનિશીથ સિદ્ધાંતમાં, હું૦ પંચમી તપ પ્રકાશ રે.
હું૦ મ૦ ૨

અપરાધી પણ ઉદ્ધર્યો, હું૦ ચંડકોશિઓ સાપ રે; હું૦
યજ્ઞ કરંતા બંભણા, હું૦ સરખા કીધા આપ રે.
હું૦ મ૦ ૩

દેવાનંદા બ્રાહ્મણી, હું૦ ઋષભદત્ત વલી વિપ્ર રે; હું૦
બ્યાશી દિવસ સંબંધથી, હું૦ કામિત પૂર્યાં ક્ષિપ્ર રે.
હું૦ મ૦ ૪

કર્મ રોગને ટાલવા, હું૦ સવિ ઓષધનો જાણુ રે; હું૦
આદર્યો મેં આશા ધરી, હું૦ મુજ ઉપર હિત આણુ રે.
હું૦ મ૦ ૫

શ્રી વિજયસિંહ સૂરીશનો, હું૦
સત્યવિજય પંન્યાસ રે; હું૦
શિષ્ય કપૂરવિજય કવિ, હું૦ ચંદ કિરણ જસ જાસ રે.
હું૦ મ૦ ૬

પાસ પંચાસરા સાન્નિધ્યે, હું૦
ખિમાવિજય ગુરૂ નામ રે; હું૦
જિનવિજય કહે મુજ હજયો, હું૦
પંચમી તપ પરિણામ રે. હું૦ મ૦ ૭



## શ્રી પઞ્ચમીની સ્તુતિ.

શ્રીનેમિઃ પઞ્ચરૂપસ્ત્રિદશપતિકૃતપ્રાજ્યજન્માભિષેક-
શ્ચઞ્ચત્પઞ્ચાક્ષમત્તદ્વિરદમદભિદાપઞ્ચવક્ત્રોપમાનઃ ।
નિર્મુક્તઃ પઞ્ચદેહ્યાઃ પરમસુખમયઃ પ્રાસ્તકર્મપ્રપઞ્ચઃ,
કલ્યાણં પઞ્ચમીસત્તપસિ વિતનુતાં પઞ્ચમજ્ઞાનવાન્વઃ ॥૧॥
સમ્પ્રીણન્ સચ્ચકોરાન્ શિવતિલકસમઃ કૌશિકાનન્દમૂર્તિઃ,
પુણ્યાબ્ધિઃ પ્રીતિદાયી સિતરુચિરિવ યઃ
સ્વીયગોભિસ્તમાંસિ ।
સાન્દ્રાણિ ધ્વંસમાનઃ સકલકુવલયોલ્લાસમુચ્ચૈશ્ચકાર,
જ્ઞાનં પુષ્યાજ્જિનૌઘઃ સ તપસિ ભવિનાં
પઞ્ચમીવાસરસ્ય ॥૨॥
પીત્વા નાનાભિધાર્થામૃતરસમસમં યાન્તિ યાસ્યન્તિ જગ્મુ-
ર્જીવા યસ્માદનેકે વિધિવદમરતાં પ્રાજ્યનિર્વાણપુર્યામ્ ।
ચાત્વા દેવાધિદેવાગમદશમસુધાકુણ્ડમાનન્દહેતુ-
સ્તત્પઞ્ચમ્યાસ્તપસ્યુદ્યતવિશદધિયાં ભાવિનામસ્તુ
નિત્યમ્ ॥૩॥
સ્વર્ણાલઙ્કારવલ્ગન્મણિકિરણગણધ્વસ્તનિત્યાન્ધકારા,
હુઙ્કારારાવદૂરીકૃતસુકૃતિજનવ્રાતવિઘ્નપ્રચારા ।
દેવી શ્રીઅમ્બિકાખ્યા જિનવરચરણામ્ભોજભૃઙ્ગીસમાના,
પઞ્ચમ્યહ્નસ્તપોઽર્થં વિતરતુ કુશલં ધીમતાં
સાવધાના ॥૪॥

# શ્રી અષ્ટમીનું ચૈત્યવંદન.

મહા સુદિ આઠમને દિને, વિજયાસુત જાયો;
તેમ ફાગણ સુદિ આઠમે, સંભવ ચવી આયો. ૧
ચૈતર વદની આઠમે, જનમ્યા રૂષભ જિણંદ;
દીક્ષા પણ એ દિન લહી, હુઆ પ્રથમ મુનિચંદ. ૨
માધવ સુદિ આઠમ દિને, આઠ કર્મ કર્યાં દૂર;
અભિનંદન ચોથા પ્રભુ, પામ્યા સુખ ભરપૂર. ૩
એહીજ આઠમ ઉજલી, જનમ્યા સુમતિ જિણંદ;
આઠ જાતિ કલશે કરી, ન્હવરાવે સુર ઇંદ. ૪
જનમ્યા જેઠ વદિ આઠમે, મુનિસુવ્રત સ્વામી;
નેમિ અષાડ શુદિ આઠમે, અષ્ટમીગતિ પામી. ૫
શ્રાવણ વદની આઠમે, નમિ જનમ્યા જગભાણ;
તેમ શ્રાવણ શુદિ આઠમે, પાસજીનું નિર્વાણ. ૬
ભાદ્રવા વદિ આઠમ દિને એ, ચવિઆ સ્વામી સુપાસ;
જિન ઉત્તમ પદ પદ્મને, સેવ્યાથી શિવવાસ. ૭



# શ્રી અષ્ટમીનું સ્તવન.

ઢાલ–પહેલી.

હાંરે મારે ઠામ ધરમના સાડા પચવીસ દેશ જો,
ીપે રે તિહાં દેશ મગધ સહુમાં શિરે રે લોલ;
હાંરે મારે નગરી તેહમાં રાજગૃહી સુવિશેષ જો,
ાજે રે તિહાં શ્રેણિક ગાજે ગજ પરે રે લોલ. ૧
હાંરે મારે ગામ નગર પુર પાવન કરતા નાથ જો,
વેચરંતા તિહાં આવી વીર સમોસર્યા રે લોલ;
હાંરે મારે ચોદ સહસ મુનિવરના સાથે સાથ જો,
ુથા રે તપ સંયમ શીયલે અલંકર્યા રે લોલ. ૨
હાંરે મારે ફુલ્યા રસભર ઝુલ્યા અંબ કદંબ જો,
જાણું રે ગુણશીલવન હસી રોમાંચિયો રે લોલ;
હાંરે મારે વાયા વાય સુવાય તિહાં અવિલંબ જો,
ાસે રે પરિમલ ચિહું પાસે સંચિયો રે લોલ. ૩
હાંરે મારે દેવ ચતુર્વિધ આવે કોડા કોડ જો,
ત્રેગડું રે મણિહેમરજતનું તે રચે રે લોલ;
હાંરે મારે ચોસઠ સુરપતિ સેવે હોડા હોડ જો,
બાગે રે રસ લાગે ઇંદ્રાણી નચે રે લોલ. ૪
હાંરે મારે મણિમય હેમ સિંહાસન બેઠા આપ જો,
ઢાલે રે સુર ચામર મણિરત્ને જડ્યા રે લોલ;
હાંરે મારે સુણતાં દુંદુભિ નાદ ટલે સવિ તાપ જો,
વરસે રે સુર ફુલ સરસ જાનું અડ્યાં રે લોલ. ૫

હાંરે મારે તાજે તેજે ગાંજે ઘન જેમ લુંબ જો,
રાજે રે જિનરાજ સમાંજે ધર્મને રે લોલ;
હાંરે મારે નિરખી હરખી આવે જન મન લુંબ જો,
પોષે રે રસ ન પડે ઘોષે ભર્મમાં રે લોલ. ૬
હાંરે મારે આગમ જાણી જિનનો શ્રેણિકરાય જો,
આવ્યો રે પરિવરિયો હય ગય રથ પાયગે રે લોલ;
હાંરે મારે દેઈ પ્રદક્ષિણા વંદી બેઠો ઠાય જો,
સુણવા રે જિન વાણી મોટે ભાયગે રે લોલ. ૭
હાંરે મારે ત્રિભુવન નાયક લાયક તવ ભગવંત જો,
આણી રે જન કરૂણા ધર્મ કથા કહે રે લોલ;
હાંરે મારે સહજ વિરોધ વિસારી જગના જંત જો,
સુણવા રે જિનવાણી મનમાં ગહ ગહે રે લોલ. ૮



ઢાલ-બીજી.

વીર જિનવર ઇમ ઉપદિશે, સાંભલો ચતુર સુજાણ રે;
મોહની નિંદમાં કાં પડો, ઓલખો ધર્મનાં ઠાણ રે. ૧

વિરતિએ સુમતિ ધરી આદરો, પરિહરો વિષય કષાય રે;
બાપડા પંચ પરમાદથી, કાં પડો કુગતિમાં ધાય રે.
વિ૦ ૨

કરી શકો ધર્મ કરણી સદા, તો કરો એ ઉપદેશ રે;
સર્વ કાલે કરી નવિ શકો, તો કરો પર્વ સુવિશેષ રે.
વિ૦ ૩

જૂજૂઆ પર્વ ષટનાં કહ્યાં, ફલ ઘણાં આગમે જોય રે;
વચન અનુસારે આરાધતાં, સર્વથા સિદ્ધિ ફલ હોય રે.
વિ૦ ૪

જીવને આયુ પરભવ તણો, તિથિ દિને બંધ હોય પ્રાય રે;
તે ભણી એહ આરાધતાં, પ્રાણીઓ સદગતિ જાય રે.
વિ૦ ૫

તેહવે અષ્ટમી ફલ તિહાં, પૂછે શ્રી ગૌતમ સ્વામ રે;
ભવિક જીવ જાણવા કારણે, કહે વીર પ્રભુ તામ રે.
વિ૦ ૬

અષ્ટમહાસિદ્ધિ હોય એહથી, સંપદા આઠની વૃદ્ધિ રે;
બુદ્ધિના આઠ ગુણ સંપજે, એહથી અષ્ટગુણ સિદ્ધિ રે.
વિ૦ ૭

લાભ હોય આઠ પડિહારનો, આઠ પવયણ ફલ હોય રે;
નાશ આઠ કર્મનો મૂલથી, અષ્ટમીનું ફલ એમ રે.
વિ૦ ૮

આદિજિન જન્મ દીક્ષા તણો, અજિતનો જન્મ કલ્યાણ રે;
ચ્યવન સંભવતણો એહ તિથે, અભિનંદન નિરવાણ રે.
વિ૦ ૯

સુમતિ સુવ્રત નમિ જનમિયા, નેમનો મુગતિ દિન જાણ રે;
પાર્શ્વજિન એહ તિથે સિદ્ધલા,
સાતમા જિન ચ્યવન માણ રે. વિ૦ ૧૦

એહ તિથિ સાધતો રાજીયો, દંડવીરજ લહ્યો મુક્તિ રે;
કર્મ હણવા ભણી અષ્ટમી, કહે સૂત્ર નિર્યુક્તિ રે. વિ૦૧૧

અતીત અનાગત કાલના, જિન તણાં કેઇ કલ્યાણ રે;
એહ તિથે વલી ઘણા સંયમી, પામશે પદ નિરવાણ રે.
વિ૦ ૧૨

ધર્મ વાસિત પશુ પંખીયા, એહ તિથે કરે ઉપવાસ રે;
વ્રતધારી જીવ પોસહ કરે, જેહને ધર્મ અભ્યાસ રે.
વિ૦ ૧૩

ભાખીયો વીરે આઠમ તણો, ભવિક હિત એ અધિકાર રે;
જિન મુખે ઉચ્ચરી પ્રાણીયા, પામશે ભવ તણો પાર રે.
વિ૦ ૧૪

એહથી સંપદા સવિ લહે, ટલે કષ્ટની કોડી રે;
સેવજો શિષ્ય બુધ પ્રેમનો, કહે કાન્તિ કરજોડી રે.
વિ૦ ૧૫

## કલશ.

ઇમ ત્રિજગભાસન અચલશાસન, વર્ધમાન જિનેસરૂ,
બુધ પ્રેમ ગુરૂ સુપસાય પામી, સંથુણ્યો અલવેસરૂ;
જિન ગુણ પ્રસંગે ભણ્યો રંગે, સ્તવન એ આઠમ તણો,
જે ભવિક ભાવે સુણે ગાવે, કાન્તિ સુખ પાવે ઘણો. ૧



## શ્રી અષ્ટમીની સ્તુતિ.

અષ્ટમી વાસર મજ્ઝિમ રયણી, આઠ જાતિ દિશિકુમરી જી,
જન્મ ગૃહે આવે ગહગહતી,
નિજ નિજ કારજ સમરી જી;
અઢાર કોડાકોડિ સાગર અંતર,
તુજ તોલે કોણ આવે જી,
રૂષભ જગતગુરૂ દાયક જનની,
એમ કહી ગીત સુણાવે જી. ૧

આઠ કર્મ ચૂરણકર જાણી, કલશ આઠ પ્રકાર જી,
આઠ ઇંદ્રાણી નાયક અનુક્રમે, આઠનો વર્ગ ઉદાર જી;
અષ્ટ પ્રકારી પૂજા કરીને, મંગલ આઠ આલેખે જી,
દાહિણ ઉત્તર દિશિ જિનવરનો, જન્મમહોત્સવ લેખે જી. ૨

પ્રવચન માતા આઠ આરાધો, આઠ પ્રમાદને બાધો જી,
આઠ આચાર વિભૂષિત આગમ,
ભણતાં શિવ સુખ સાધો જી;
આઠમે ગુણઠાણે ચઢી અનુક્રમે, ક્ષપકશ્રેણિ મંડાણ જી,
આઠમે અંગે અંતગડ કેવલી, થઈ પામ્યા નિર્વાણ જી. ૩
વૈમાનિક જ્યોતિષી ભુવનાધિપ, વ્યંતરપતિ સુરનારી જી,
ક્ષુદ્રાદિ અડદોષ નિવારી, અડગુણ સમકિતધારી જી;
આઠમે દ્વીપે અઠ્ઠાઈ મહોત્સવ, કરતા ભક્તિ વિશાલ જી,
ક્ષમાવિજય જિનવરની ઠવણા,
ચઉસઠ્ઠીસય અડયાલ જી. ૪



## શ્રી એકાદશીનું ચૈત્યવંદન.

શાસન નાયક વીરજી, પ્રભુ કેવલ પાયો;
સંઘ ચતુર્વિધ સ્થાપવા, મહસેન વન આયો. ૧
માધવસિત એકાદશી, સોમિલ દ્વિજ યજ્ઞ;
ઇન્દ્રભૂતિ આદિ મલ્યા, એકાદશ વિજ્ઞ. ૨
એકાદશસેં ચઉ ગુણો, તેહનો પરિવાર;
વેદ અર્થ અવલો કરે, મન અભિમાન અપાર. ૩

જીવાદિક સંશય હરી એ, એકાદશ ગણધાર;
વીરે થાપ્યા વંદીએ, જિન શાસન જયકાર. ૪
મલ્લિ જન્મ અર મલ્લિ પાસ, વર ચરણ વિલાસી;
રૂષભ અજિત સુમતિ નમિ,
મલ્લિ ઘનઘાતી વિનાશી. ૫
પદ્મ પ્રભુ શિવવાસ પાસ, ભવભવનાં તોડી;
એકાદશી દિન આપણી, ઋદ્ધિ સઘલી જોડી. ૬
દશક્ષેત્રે ત્રિહું કાલના, ત્રણસેં કલ્યાણ;
વરસ અગ્યાર એકાદશી, આરાધો વરનાણ. ૭
અગીયાર અંગ લખાવીએ, એકાદશ પાઠાં;
પુંજણી ઠવણી વીંટણા, મષી કાગલ કાઠાં. ૮
અગીઆર અવ્રત છાંડવા એ, વહો પડિમા અગીયાર;
ક્ષમાવિજય જિનશાસને, સફલ કરો અવતાર. ૯

## શ્રી એકાદશીનું સ્તવન.

જગપતિ નાયક નેમિ જિણંદ, દ્વારિકા નગરી સમોસર્યા;
જગપતિ વંદવા કૃષ્ણનરિંદ, જાદવ કોડ શું પરિવર્યો. ૧
જગપતિ ધીગુણ ફુલ અમૂલ, ભક્તિગુણે માંલા રચી;
જગપતિ પૂજી પૂછે કૃષ્ણ, ક્ષાયિક સમકિત શિવરૂચિ. ૨

જગપતિ ચારિત્ર ધર્મ અશક્ત, રક્ત આરંભ પરિગ્રહે;
જગપતિ મુજ આતમ ઉદ્ધાર, કારણ તુમવિણ કોણ કહે. ૩
જગપતિ તુમ સરીખો મુજ નાથ, માથે ગાજે ગુણનિલો;
જગપતિ કોઈ ઉપાય બતાવ, જિમ વરે શિવવધૂ કંતલો. ૪
નરપતિ ઉજ્વલ માગશિર માસ, આરાધો એકાદશી;
નરપતિ એકસોને પચાસ, કલ્યાણક તિથિ ઉલ્લસી. ૫
નરપતિ દશ ક્ષેત્રે ત્રણ કાલ, ચોવીશી ત્રીશે મલી;
નરપતિ નેવુ જિનનાં કલ્યાણ, વિવરી કહું આગલ વલી. ૬
નરપતિ અરદીક્ષા નમિ નાણ, મલ્લિ જનમ વ્રત કેવલી;
નરપતિ વર્તમાન ચોવીશી–માંહે કલ્યાણક કહ્યાં વલી. ૭
નરપતિ મૌનપણે ઉપવાસ, દોઢસો જપમાલા ગણો;
નરપતિ મન વચ કાય પવિત્ર, ચરિત્ર સુણો સુવ્રત તણો. ૮
નરપતિ દાહિણ ધાતકી ખંડ, પશ્ચિમ દિશિ ઇક્ષુકારથી;
નરપતિ વિજય પાટણ અભિધાન, સાચો નૃપ પ્રજાપાલથી. ૯
નરપતિ નારી ચંદ્રાવતી તાસ, ચંદ્રમુખી ગજ ગામિની;
નરપતિ શ્રેષ્ઠિ શૂર વિખ્યાત, શીયલ સલીલા કામિની. ૧૦
નરપતિ પુત્રાદિક પરિવાર, સાર ભૂષણ ચીવર ધરી;
નરપતિ જાયે નિત્ય જિન ગેહ, નમન સ્તવન પૂજા કરી. ૧૧
નરપતિ પોષે પાત્ર સુપાત્ર, સામાયિક પોષધ વરે;
નરપતિ દેવવંદન આવશ્યક, કાલ વેલાએ અનુસરે. ૧૨

# શ્રી એકાદશીની સ્તુતિ.

શ્રીમાન્નેમિર્બભાષે જલશયસવિધે સ્ફૂર્તિમેકાદશીયાં,
માદ્યન્મોહાવનીન્દ્રપ્રશમનવિશિખઃ પઞ્ચબાણાર્ચિરર્ણઃ।
મિથ્યાત્વધ્વાન્તવાન્તો રવિકરનિકરસ્તીવ્રલોભાદ્રિવજ્રમ્.
શ્રેયસ્તત્પર્વ વઃ સ્તાચ્છિવસુખમિતિ વા સુવ્રતશ્રેષ્ઠિનોઽભૂત્
॥ ૧ ॥

ઇન્દ્રૈરભ્રભ્રમદ્ભિર્મુનિપગુણરસાસ્વાદનાનન્દપૂર્ણે-
ર્દીવ્યદ્ભિઃ સ્ફારહારૈર્લલિતવરવપુર્યષ્ટિભિઃ સ્વર્વધૂભિઃ।
સાર્દ્ધં કલ્યાણકૌઘો જિનપતિનવતેર્બિન્દુભૂતેન્દુસંખ્યો,
ધસ્રે યસ્મિન્ જગે તદ્ ભવતુ સુભવિનાં
પર્વ સચ્છર્મહેતુઃ ॥૨॥

સિદ્ધાન્તાબ્ધિપ્રવાહઃ કુમતજનપદાન્ પ્લાવયન્ યઃ પ્રવૃત્તઃ,
સિદ્ધિદ્વીપં નયન્ શ્રીધનમુનિવણિજઃ સત્યપાત્રપ્રતિષ્ઠાન્।
એકાદશ્યાદિપર્વેન્દુમણિમતિદિશન્ ધીવરાણાં મહાર્ઘ્યમ્,
સમ્યાચામ્ભશ્ચ નિત્યં પ્રવિતરતુ સ નઃ સ્વપ્રતીરે
નિવાસમ્ ॥૩॥

તત્પર્વોદ્યાપનાર્થં સમુદિતસુધિયાં શંભુસંખ્યાપ્રમેયા-
મુત્કૃષ્ટાં વસ્તુવીથીમભયદસદને પ્રાભૃતીકુર્વતાં તામ્।
તેષાં સવ્યાક્ષપાદૈઃ પ્રલપિતમતિભિઃ પ્રેતભૂતાદિભિર્વા,
દુષ્ટૈર્જન્યં ત્વજન્યં હરતુ હરિતનુર્યસ્તપાદામ્બિ-
કાખ્યા ॥૪॥

## શ્રી પર્યુષણા પર્વનું ચૈત્યવંદન.

પર્વ પર્યુષણ ગુણનીલો, નવ કલ્પી વિહાર;
ચાર માસાન્તર સ્થિર રહે, એહિજ અર્થ ઉદાર. ૧
અષાઢ શુદિ ચોદશ થકી, સંવત્સરી પંચાસ;
મુનિવર દિન સિત્તેરમે, પડિક્કમતા ચોમાસ. ૨
શ્રાવક પણ સમતા ધરી, કરે ગુરૂનું બહુમાન;
કલ્પસૂત્ર સુવિહિત મુખે, સાંભલે થઈ એક તાન. ૩
જિનવર ચૈત્ય જુહારીએ, ગુરૂ ભક્તિ વિશાલ;
પ્રાયે અષ્ટ ભવાંતરે, વરીએ શિવ વરમાલ. ૪
દર્પણથી નિજ રૂપને, જુવે સુદૃષ્ટિ રૂપ;
દર્પણ અનુભવ અર્પણો, જ્ઞાન રયણ મુનિભૂપ. ૫
આત્મ સ્વરૂપ વિલોકતાં, પ્રગટે મિત્ર સ્વભાવ;
રાય ઉદાયી ખામણાં, પર્વ પર્યુષણ દાવ. ૬
નવ વખાણ પૂજી સુણો, શુકલ ચતુર્થી સીમા;
પંચમી દિન વાંચે સુણે, હોય વિરાધક નિયમા. ૭
એ નહિ પર્વે પંચમી, સર્વ સમાણી ચોથે;
ભવભીરૂ મુનિ માનશે, ભાખ્યું અરિહા નાથે. ૮
શ્રુત કેવલી વયણાં સુણી એ, લહી માનવ અવતાર;
શ્રી શુભવીરને શાસને, પામ્યા જય જયકાર. ૯

# શ્રી પર્યુષણા પર્વનું સ્તવન.

સુણજો સાજન સંત, પજુસણ આવ્યાં રે;
તુમે પુણ્ય કરો પુણ્યવંત, ભવિક મન ભાવ્યાં રે.
આંકણી૦

વીર જીણેસર અતિ અલવેસર, વાલા મારા૦
પરમેશ્વર એમ બોલે રે;
પર્વ માંહે પજુસણ મોટા, અવર ન આવે તસ તોલે રે.
પજુ૦ ૧

ચોપદમાં જેમ કેસરી મોટો, વા૦
ખગમાં ગરૂડ તે કહિએ રે;
નદી માંહે જેમ ગંગા મોટી, નગમાં મેરૂ લહિએ રે.
પજુ૦ ૨

ભૂપતિમાં ભરતેશ્વર ભાખ્યો, વા૦ દેવમાંહે સુર ઈંદ્ર રે;
તીરથમાં શેત્રુંજો દાખ્યો, ગ્રહગણુમાં જેમ ચંદ્ર રે.
પજુ૦ ૩

દસરા દીવાલી ને વલી હોલી, વા૦ અખાત્રીજ દિવાસો રે;
બળેવ પ્રમુખ બહુલાં છે બીજાં,
પણ નહિ મુક્તિનો વાસો રે. પજુ૦ ૪

તે માટે તમે અમર પલાવો, અઠ્ઠાઇ મહોચ્છવ કીજે રે;
અઠ્ઠમ તપ અધિકાઇએ કરીને, નરભવ લાહો લીજે રે.
પજુ૦ ૫

ઢોલ દદામાં ભેરી નફેરી, વા૦ કલ્પસૂત્રને જગાવો રે;
ઝાંઝરના ઝમકાર કરીને, ગોરીની ટોળી મળી આવો રે.
પજુ૦ ૬

સોના રૂપાને ફુલડે વધાવો, વા૦ કલ્પસૂત્રને પૂજો રે;
નવ વખાણ વિધિએ સાંભળતાં, પાપ મેવાસી ધ્રૂજે રે.
પજુ૦ ૭

એમ અઠ્ઠાઈ મહોચ્છવ કરતાં, વા૦
બહુ જન જગ ઉદ્ધરિયા રે;
વિબુધવિમલ વર સેવક એહથી,
નવનિધિ રિદ્ધિ સિદ્ધિ વરિયા રે. પજુ૦ ૮



# શ્રી પર્યુષણા પર્વની સ્તુતિ જોડા-૨

( ૧ )

પુણ્યનું પોષણ પાપનું શોષણ, પર્વ પજુસણ પામીજી,
કલ્પ ઘરે પધરાવો સ્વામી, નારી કહે શિર નામીજી;
કુંવર ગયવર ખંધ ચઢાવી, ઢોલ નિશાન વજડાવોજી,
સદ્ગુરૂ સંગે ચઢતે રંગે, વીર ચરિત્ર સુણાવોજી. ૧
પ્રથમ વખાણે ધર્મસારથિપદ, બીજે સુપના ચારજી,
ત્રીજે સુપન પાઠક વલી ચોથે, વીર જનમ અધિકારજી;
પંચમે દીક્ષા છઠ્ઠે શિવપદ, સાતમે જિન ત્રેવીશજી,
આઠમે થિરાવલી સંભલાવી, પિઉડા પૂરો જગીશજી. ૨
છઠ્ઠ અઠ્ઠમ અઠ્ઠાઇ કીજે, જિનવર ચૈત્ય નમીજેજી,
વરશી પડિક્કમણું મુનિવંદન, સંઘ સયલ ખામીજેજી;
આઠ દિવસ લગે અમર પળાવી, દાન સુપાત્રે દીજેજી,
ભદ્રબાહુ ગુરૂ વયણ સુણીને, જ્ઞાન સુધારસ પીજેજી. ૩
તીરથમાં વિમલાચલ ગિરિમાં, મેરૂ મહીધર જેમજી,
મુનિવર માંહી જિનવર મોહોટા, પર્વ પજુસણ તેમજી;
અવસર પામી સ્વામિવત્સલ, બહુ પકવાન્ન વડાઇજી,
ખિમાવિજય જિન દેવી સિદ્ધાઈ,
દિન દિન અધિક વધાઇજી. ૪



(૨)

મણિ રચિત સિંહાસન, બેઠા જગદાધાર,
પર્યુષણ કેરો, મહિમા અગમ અપાર;
નિજ મુખથી દાખી, સાખી સુર નર વૃંદ,
એ પર્વ પર્વમાં, જિમ તારામાં ચંદ. ૧

નાગકેતુની પરે, કલ્પ સાધના કીજે,
વ્રત નિયમ આખડી, ગુરૂ મુખ અધિકી લીજે;
દોય ભેદે પૂજા, દાન પંચ પરકાર,
કર પડિક્કમણાં ધર, શીયલ અખંડિત ધાર. ૨

જે ત્રિકરણ શુદ્ધે, આરાધે નવવાર,
ભવ સાત આઠ અવ-શેષ તાસ સંસાર;
સહુ સૂત્ર શિરોમણિ, કલ્પસૂત્ર સુખકાર,
તે શ્રવણ સુણીને, સફલ કરો અવતાર. ૩

સહુ ચૈત્ય જુહારી, ખમત ખામણાં કીજે,
કરી સાહમ્મિવત્સલ, કુગતિ દ્વાર પટ દીજે;
અઠ્ઠાઇ મહોત્સવ, ચિદાનંદ ચિત્ત લાઇ,
ઇમ કરતાં સંઘને, શાસન દેવ સહાઈ. ૪



## શ્રી નવપદજીનું ચૈત્યવંદન.

સકલ મંગલ પરમ કમલા, કેલિ મંજુલ મંદિરં;
ભવકોટિ સંચિત પાપ નાશન, નમો નવપદ જયકરં. ૧
અરિહંત સિદ્ધ સૂરીશ વાચક, સાધુ દર્શન સુખકરં;
વર જ્ઞાન પદ ચારિત્ર તપ એ, નમો નવપદ જયકરં. ૨
શ્રીપાલરાજા શરીર સાજા, સેવતાં નવપદ વરં;
જગમાંહિ ગાજા કીર્તિ ભાજા, નમો નવપદ જયકરં. ૩
શ્રી સિદ્ધચક્ર પસાય સંકટ, આપદા નાસે સવે;
વલી વિસ્તરે સુખ મનોવાંછિત, નમો નવપદ જયકરં. ૪
આંબિલ નવદિન દેવ વંદન, ત્રણ ટંક નિરંતરં;
બે વાર પડિક્કમણાં પલેવણ, નમો નવપદ જયકરં. ૫
ત્રણ કાલ ભાવે પૂજીએ, ભવતારકં તીર્થંકરં;
તિમ ગુણણું હોય હજાર ગણીએ, નમો નવપદ જયકરં. ૬
વિધિ સહિત મન વચન કાયા, વશ કરી આરાધીએ;
તપ વર્ષ સાડાચાર નવપદ, શુદ્ધ સાધન સાધીએ. ૭
ગદ કષ્ટ ચૂરે શર્મ પૂરે, યક્ષ વિમલેશ્વર વરં;
શ્રી સિદ્ધચક્ર પ્રતાપ જાણી, વિજય વિલસે સુખભરં. ૮

## શ્રી નવપદજીનું સ્તવન.

સિદ્ધચક્ર વર સેવા કીજે, નરભવ લાહો લીજે જી,
વિધિ પૂર્વક આરાધન કરતાં, ભવભવ પાતિક છીજે;
**ભવિજન ભજિયે જી૦**
અવર અનાદિની ચાલ, નિત નિત તજીએ જી. ૧

દેવનો દેવ દયાકર ઠાકર, ચાકર સુરનર ઈંદા જી;
ત્રિગડે ત્રિભુવન નાયક બેઠા, પ્રણમો શ્રી જિનચંદા.
ભવિ૦ ૨

અજ અવિનાશી અકલ અજરામર, કેવલદંસણ નાણી જી;
અવ્યાબાધ અનંતુ વીરજ, સિદ્ધ પ્રણમેં ગુણખાણી.
ભવિ૦ ૩

વિદ્યા સૌભાગ્ય લક્ષ્મી પીઠ, મંત્રરાજ યોગપીઠ જી;
સુમેરૂપીઠ એ પંચ પ્રસ્થાને, નમો આચારજ દિઠ્ઠ.
ભવિ૦ ૪

અંગ ઉપાંગ નંદી અનુયોગા, છ છેદને મૂલ ચાર જી;
દશ પયન્ના એમ પણયાલીસ, પાઠક તેહના ધાર.
ભવિ૦ ૫

વેદ ત્રણને હાસ્યાદિક ષટ, મિથ્યાત્વ ચાર કષાય જી;
ચોદ અભ્યંતર નવવિધ બાહ્યની, ગ્રંથિ તજે મુનિરાય.
ભવિ૦ ૬

ઉપશમ ક્ષયઉપશમ ને ક્ષાયક, દર્શન ત્રણ પ્રકાર જી;
શ્રદ્ધા પરિણતિ આતમ કેરી, નમીયે વારંવાર.
ભવિ૦ ૭

અઠ્ઠાવીસ ચૌદને ષટ દુગ એક, મત્યાદિકના જાણ જી;
એમ એકાવન ભેદે પ્રણમો, સાતમે પદ વરનાણ.
ભવિ૦ ૮

નિવૃત્તિ ને પ્રવૃત્તિ ભેદે, ચારિત્ર છે વ્યવહાર જી;
નિજગુણ સ્થિરતા ચરણ તે પ્રણમો, નિશ્ચય શુદ્ધ પ્રકાર.
ભવિ૦ ૯

બાહ્ય અભ્યંતર તપ તે સંવર, સમતા નિર્જરાહેતુ જી;
તે તપ નમીએ ભાવ ધરીને, ભવસાયરમાં સેતુ.
ભવિ૦ ૧૦

એ નવપદમાં પણ છે ધર્મી, ધર્મ તે વરતે ચાર જી;
દેવગુરૂ ને ધર્મ તે એહમાં, દો તીન ચાર પ્રકાર.
ભવિ૦ ૧૧

મારગ દેશક અવિનાશીપણું, આચાર વિનય સંકેતે જી;
સહાયપણું ધરતા સાધુજી, પ્રણમો એહિજ હેતે.
ભવિ૦ ૧૨

વિમલેશ્વર સાન્નિધ્ય કરે તેહની, ઉત્તમ જે આરાધે જી;
પદ્મવિજય કહે તે ભવી પ્રાણી, નિજઆતમ હિત સાધે.
ભવિ૦ ૧૩

## શ્રી નવપદજીની સ્તુતિ. ૨

(૧)

વીર જિનેશ્વર ભવનદિનેશ્વર, જગદીશ્વર જયકારી જી,
શ્રેણિક નરપતિ આગલ જંપે, સિદ્ધચક્ર તપ ભારી જી;
સમકિત દૃષ્ટિ ત્રિકરણ શુદ્ધે, જે ભવિયણ આરાધે જી,
શ્રી શ્રીપાલ નરિંદ પરે તસ, મંગલ કમલા વાધે જી. ૧

અરિહંત વચ્ચે સિદ્ધ સૂરિ પાઠક, સાહુ ચિહુંદિશિ સોહે જી,
દંસણ નાણ ચરણ તપ વિદિશે, એહ નવપદ મન મોહે જી;
આઠ પાંખડી હૃદયાંબુજ રોપી, લોપી રાગને રીશ જી,
ૐ હ્રીં પદ એક એકની ગણીએ, નવકારવાલી વીશ જી. ૨
આસો ચૈત્રી શુદિ સાતમથી, માંડી શુભ મંડાણ જી,
નવનિધિ દાયક નવ નવ આંબિલ, એમ એકાશી પ્રમાણ જી;
દેવવંદન પડિક્કમણું પૂજા, સ્નાત્ર મહોત્સવ ચંગ જી,
એહ વિધિ સઘલો જિહાં ઉપદિશ્યો,
પ્રણમું અંગ ઉપાંગ જી. ૩
તપ પૂરે ઉજમણું કીજે, લીજે નરભવ લાહો જી,
જિન-ગૃહ પડિમા સ્વામિવત્સલ, સાધુ ભક્તિ ઉત્સાહો જી;
વિમલેશ્વર ચક્કેસરી દેવી, સાન્નિધ્યકારી રાજે જી,
શ્રી ગુરૂ **ક્ષમાવિજય** સુપસાયે,
મુનિ **જિન** મહિમા છાજે જી. ૪

(૨)

સિદ્ધચક્ર નમી પૂજી થુણિયે,
અરિહંતાદિક નવ પદ ગણિયે;
શ્રીપાલ ચરિત્ર સદા સુણિયે,
વિમલેસર **વીર** વિઘન હણિયે. ૧

( આ થોય ચાર વખત કહેવાય. )

## શ્રી દીવાલીનું ચૈત્યવંદન.

વીર જિનવર વીર જિનવર, ચરમ ચોમાસ,
નયરી અપાપાયે આવીયા,
હસ્તિપાલ રાજન સભાયે, કાર્તિક અમાવાસ્યા રયણીયે,
મુહૂર્ત શેષ નિર્વાણ તાંહિ;
સોલ પહોર દેઇ દેશના, પહોત્યા મુક્તિ મઝાર,
નિત્ય દીવાલી **નય** કહે, મલિયા નૃપતિ અઢાર. ૧

## શ્રી દીવાલીનું સ્તવન.

( વાલાજીની વાટડી અમે જોતા રે—એ દેશી. )

જય જિનવર જગ હિતકારી રે,
કરે સેવા સુર અવતારી રે;
ગૌતમ પમુહા ગણધારી,
**સનેહી વીરજી જયકારી રે. ૧**

અંતરંગ રિપુને ત્રાસે રે, તપ કોપાટોપે વાસે રે;
લહ્યું કેવલ નાણ ઉલ્લાસે. સનેહી૦ ૨

કુટિલકે વાદ વદાય રે, પણ જિન સાથે ન ઘટાય રે;
તિણે હરિ લંછન પ્રભુ પાય. સનેહી૦ ૩

સવિ સુરવધૂ થેઇ થેઇ કારા રે, જલપંકજની પરે ન્યારા રે;
તજી તૃષ્ણા ભોગ વિકારા. સનેહી૦ ૪

પ્રભુ દેશના અમૃતધારા રે, જિનધર્મ વિષે રથકારા રે;
જિણે તાર્યા મેઘકુમારા. સનેહી૦ ૫

ગોતમને કેવલ આલી રે, વર્યા સ્વાતિએ શિવ વરમાલી રે;
કરે ઉત્તમ લોક દીવાલી. સનેહી૦ ૬
અંતરંગ અલચ્છ નિવારી રે, **શુભ** સજ્જનને ઉપકારી રે;
કહે **વીર** વિભુ હિતકારી. સનેહી૦ ૭

---

## શ્રી દીવાલીની સ્તુતિ.

મનહર મૂર્તિ મહાવીરતણી,
જિણે સોલ પહોર દેશના પભણી;
નવ મલ્લી નવ લચ્છી નૃપતિ સુણી,
કહી શિવ પામ્યા ત્રિભુવનધણી. ૧
શિવ પહોત્યા ઋષભ ચઉદશ ભકતે,
બાવીશ લહ્યા શિવ માસ થિતે;
છઠ્ઠે શિવ પામ્યા વીર વલી,
કાતિ વદી અમાવાસ્યા નિરમલી. ૨
આગામી ભાવી ભાવ કહ્યા, દીવાલી કલ્પે જેહ લહ્યા;
પુણ્ય પાપ ફલ અજ્ઝયણે કહ્યાં,
સવિ તહત્તિ કરીને સદ્દહ્યાં. ૩
સવિ દેવ મલી ઉદ્યોત કરે, પરભાતે ગોતમ જ્ઞાન વરે;
**જ્ઞાનવિમલ** સદા ગુણ વિસ્તરે,
જિનશાસનમાં જયકાર કરે. ૪

# પદો તથા નાના સ્તવનો. ૧૫

(૧)

## મનો-વેદના.

( રાગ-આશાવરી. )

પ્રભુ મેરે અઇસી આય બની,
મનકી વ્યથા કુનપેં કહીએ;
જાનો આપ ધની. પ્રભુ૦ ૧
જનમ મરણુ જરા જીઉ ગઇ લહે,
વિલગી વિપત્તિ ઘની;
તન મન નયન દુઃખ દેખત,
સુખ નવી એક કની. પ્રભુ૦ ૨
ચિત્ત દુભાઇ દુરજનકે બયના,
જૈસે અર અગની;
સજ્જન કોઉ નહિ જાકે આગે,
બાત કહું અપની. પ્રભુ૦ ૩
ચઉ ગઇ ગમણુ-ભ્રમણુ-દુઃખ વારો,
બિનતિ એહી સુની;
અવિચલ સંપદ જસકું દીજે,
અપને દાસ ભની. પ્રભુ૦ ૪

( ૨ )

## પ્રભુ પ્રત્યે રાગ.

( રાગ—સામેરી. )

**મેરે પ્રભુસું પ્રગટ્યો પૂરન રાગ—ટેક**

જિન—ગુન—ચંદ-કિરનસું ઉમગ્યો, સહજ સમુદ્ર અથાગ.
મેરે૦ ૧

ધ્યાતા ધ્યેય ભયે દોઉ એકહુ, મિટ્યો ભેદકો ભાગ;
કુલ બિદારી ચલે જબ સરિતા, તબ નહિ રહત તડાગ.
મેરે૦ ૨

પૂરન મન સબ પૂરન દીસે, નહિ દુબિધાકો લાગ;
પાઉં ચલત પનહી જો પહિરે, નહિ તસ કંટક લાગ.
મેરે૦ ૩

ભયો પ્રેમ લોકોત્તર જૂઠો, લૌક બંધકો તાગ;
કહો કોઉ કછુ હમતો ન રૂચે, છૂટિ એક વીતરાગ.
મેરે૦ ૪

વાસત હે જિનગુન મુઝ દિલકું, જેસો સુરતરૂ બાગ;
ઓર વાસના લગેં ન તાતેં, જસ કહે તૂં વડભાગ.
મેરે૦ ૫



(૩)

## પ્રભુ દર્શનથી પરમાનંદ.

(છંદ-સવૈયા.)

**આજ આનંદ ભયો, પ્રભુકો દર્શન લહ્યો;**
રોમ રોમ શીતલ ભયો, પ્રભુ ચિત્ત આયો હે.
આજ૦ ૧

મન હું તે ધાર્યો તો હે, ચલ કે આયો મન મોહે;
ચરણ-કમલ તેરો, મન મેં ઠહરાયો હે. આજ૦ ૨
અકલ અરૂપી તુંહી, અકલ અમૂરતિ યુંહી;
નિરખ નિરખ તેરો, સુમતિ શું મિલાયો હે આજ૦ ૩
સુમતિ સ્વરૂપ તેરો, રંગ ભયો એક અનેરો;
વાઇ રંગ આત્મપ્રદેશે, સુજસ રંગાયો હે. આજ૦ ૪

(૪)

## પ્રભુને શરણે.

(રાગ-ધન્યાશ્રી-અથવા ગુર્જરી.)

**જિન! તેરે ચરન શરન ગ્રહું-ટેક૦**

હૃદય કમલમેં ધ્યાન ધરતહું, શિર તુજ આણ વહું.
જિન૦ ૧

તુજ સમ ખોલ્યો દેવ ખલકમેં, પૈખ્યો નાંહિ કબહું;
તેરે ગુનકી જપું જપ માલા, અહનિશિ પાપ દહું.
જિન૦ ૨

મેરે મનકી તુમ સબ જાનો, ક્યા મુખ બહોત કહું ?
કહે **જસ** વિજય કરો ત્યું સાહિબ,
જ્યું ભવ-દુઃખ ન લહું. જિન૦ ૩

## ( ૫ )
## રાજુલ-નિવેદન.
( રાગ-કાફી. )

**દેખતહી** ચિત્ત ચોર લિયો હે,
દેખતહી ચિત્ત ચોર લિયો;
સામકો નામ રૂચત મોહિ અહનિશિ,
સામ બિના કહા કાજ જિયો. દેખતહી૦ ૧
સિદ્ધિવધૂકે લિયે મુઝ છોરી,
પશુઅનકે શિર દોષ દિયો;
પરકી પીર ન જાનત તાસો,
વૈર વસાયો જો નેહ કિયો. દેખતહી૦ ૨
પ્રાન ધરત મેં પ્રાનપિયા બિન,
વજ્રહિથેં મોહિ કઠિન હિયો;
**જસ** પ્રભુ નેમિ મિલે દુઃખ ડાર્યો,
રાજુલ શિવ સુખ અમૃત પિયો. દેખતહી૦ ૩

## ( ૬ )
## ત્વમેવ શરણું મમ.
( રાગ—કાફી. )

તો બિન ઓર ન જાચું, જિનંદરાય ! તો૦ ટેક૦
મેં મેરો મન નિશ્ચય કીનો,
એહમાં કછુ નહિ કાચું. જિનંદરાય ! તો૦ ૧
તુમ ચરન—કમલપર ભ્રમર—મન મેરો,
અનુભવ રસ ભર ચાખું;
‘ અંતરંગ અમૃતરસ ચાખો, ’
એહ વચન મન સાચું. જિનંદરાય ! તો૦ ૨
જસ પ્રભુ ધ્યાયો મહારસ પાયો,
અવર રસે નહિં રાચું;
અંતરંગ ફરસ્યો દરસન તેરો,
તુજ ગુણ—રસ સંગ માચું. જિનંદરાય ! તો૦ ૩

## ( ૭ )
## પ્રભુ સેવા.
( રાગ—નટ. )

**સુખદાઇ** રે સુખદાઇ, દાદો પાસજી સુખદાઇ;
ઐસો સાહિબ નહિ કોઇ જગમેં, સેવા કીજે દીલ લાઇ.
સુ૦ ૧

સબ સુખદાયક એહિજ નાયક, એહિ સાયક સુસહાઇ;
કિંકરકું કરે શંકર સરિસો, આપે અપની ઠકુરાઇ.
સુ૦ ૨

મંગલ રંગ વધે પ્રભુ ધ્યાને, પાપવેલી જાએ કરમાઇ;
શીતલતા પ્રગટે ઘટ અંતર, મિટે મોહકી ગરમાઇ.
સુ૦ ૩

કહા કઇ સુરતરૂ ચિંતામણિકું, જો મેં પ્રભુ સેવા પાઇ;
શ્રી જસવિજય કહે દર્શન દેખ્યો,
ઘર-અંગન નવનિધિ આઇ. સુ૦ ૪

(૮)

## હૃદય પ્રાર્થના.

(રાગ-ધન્યાશ્રી-અથવા દરબારી કાનડો.)

વામાનંદન જગદાનંદન, સેવકજન-આસા-વિસરામ;
નેક નજર કરી મોહિપર નિરખો,
તુમ હો કરૂના રસ કે ધામ. વામા૦ ૧

ઇતની ભૂમિ પ્રભુ તુમહી આન્યો,
પરિ પરિ બહુત બઢાઇ મામ;
અબ દો ચાર ગુનઠાન બઢાવત,
લાગત હે કહા તુમકું દામ. વામા૦ ૨

અહનિશિ ધ્યાન ધરૂં હું તેરો,
મુખથી ન વિસારૂં તુમ નામ;
શ્રી નયવિજય વિબુધવર સેવક,
કહે તુમ મેરે આતમરામ. વામા૦ ૩

(૯)

## શ્રી અંતરીક્ષ પાર્શ્વનાથ જિન સ્તવન.

(રાગ–કયાણ)

**સલુને** પ્રભુ ભેટે, અંતરીક પ્રભુ ભેટે–ટેક૦
જગત વચ્છલ જગ હિતદાઇ, સલુને પ્રભુ ભેટે;
મોહ ચોર જબ જોર ફિરાવત, તબ સમરવો પ્રભુ નેટે.
સ૦ ૧
ઓર સખાઇ ચાર દિવસકી, સાચ સખા પ્રભુ ભેટે;
ઇતનો આપ વિવેક વિચારે, માયામેં મત લેટે.
સ૦ ૨
ભામણુડે તો ભૂખ ન ભાંજે, બિનુ ભોજન ગયે પેટે;
ભગવંત ભક્તિ બિના સવિ નિષ્ફલ,
**જશ** કહે ભક્તિ મેં ભેટે. સ૦ ૩

(૧૦)

## પ્રભુનું અદ્‌ભુત રૂપ.

(રાગ–દેવગંધાર.)

**દેખો માઇ!** અજબ રૂપ જિનજીકો; ટેક૦
ઉનકે આગે ઓર સબહુંકો, રૂપ લાગે મોહે ફીકો.
દેખો૦ ૧
લોચન કરૂના–અમૃત–કચોલે, મુખ સોહે અતિ નીકો;
કવિ **જસ**વિજય કહે યોં સાહિબ, નેમજી ત્રિભુવન ટીકો.
દેખો૦ ૨

(૧૧)

## શ્રી રૂષભજિન સ્તવન.

(રાગ–પ્રભાતી.)

માન કહા અબ મેરા મધુકર ! માન૦ એ આંકણી૦
નાભિનંદકે ચરણ સરોજમેં,
કીજે અચલ વસેરા રે;
પરિમલ તાસ લહત તન સહેજે,
ત્રિવિધ તાપ ઉતેરા રે. માન૦ ૧
ઉદિત નિરંતર જ્ઞાનભાન જિહાં,
તિહાં ન મિથ્યાત્વ અંધેરા રે;
સંપુટ હોત નહીં તાતેં કહા,
સાંજ કહા સવેરા રે. માન૦ ૨
નહીંતર પછતાવોગે આખર,
બીત ગયા યું બેરા રે;
ચિદાનંદ પ્રભુ પદકજ સેવત,
બહુરી ન હોય ભવ ફેરા રે. માન૦ ૩

(૧૨)

## શ્રી ચંદ્રપ્રભુનું સ્તવન.

(રાગ–સોહિણી)

સરણ તિહારે ગહી છે, ચંદા પ્રભુજી એ;
સરણ તિહારે ગહી છે. એ આંકણી૦

જનમ જરા મરણાદિક કેરી;
પીડા બહુત સહી છે. ચંદા પ્રભુજી બે૦ ૧
પરદુઃખ ભંજન નાથ બિરૂદ તુમ;
તાતેં તુમકું કહી છે. ચંદા પ્રભુજી બે૦ ૨
ચિદાનંદ પ્રભુ તુમારે દરસથી;
વેદના અશુભ દહી છે. ચંદા પ્રભુજી બે૦ ૩



(૧૩)

## મોર.

વિમલગિરિ કયું ન ભયે હમ મોર;
સિદ્ધવડ રાયણ રૂખકી શાખા,
ઝુલત કરત ઝકોર. વિમલ૦ ૧
આવત સંઘ રચાવત અંગિયા,
ગાવત ગુણ ઘમઘોર;
હમભી છત્ર કલા કરી નિરખત,
કટતે કર્મ કઠોર. વિમલ૦ ૨
મૂરત દેખ સદા મન હરખે,
જૈસે ચંદ ચકોર;
શ્રી રિષભેશ્વર દાસ તિહારો,
અર્જ કરત કર જોર. વિમલ૦ ૩

